શ્રીમન્ મોહનલાલજી જૈન શ્વે જ્ઞાન ભંડાર
ગ્રંથાંક ચોથો

# દશવૈકાલિકસૂત્ર.

## ભાગ ૩ જો.

મુળ નિર્યુક્તિ ભાષ્ય અને ટીકાના આધારે
સરળ ભાષાંતર

લેખક-મુની માણક.

પ્રસિદ્ધ કર્તા
મો જૈ શ્વે જ્ઞાન ભંડાર, સુરત ગોપીપુરા
ઓનરરી સેક્રેટરી-ગીરધરલાલ હુંગરશી શેઠ

સુરત કેળાપીઠ રોડપર આવેલા મોહાગર પ્રેસમા
ઠાકોરદાસ નગીનદાસે છાપી પ્રગટ કરી છે
સંવત ૧૯૭૮ સને ૧૯૨૧
પ્રતિ ૭૦૦ પ્રથમ આવૃતિ કિંમત ૦-૧૨-૦

# પ્રસ્તાવના તથા છપાવનારની વિજ્ઞપ્તિ.

પ્રથમ અધ્યયનમા ટીકાકાર મહારાજે ઘણો વિસ્તાર કર વાથી પુરતા ખુલાસાથી લખવા છતા વાચનારને કઠણ લાગે છે પરતુ ત્યાર પછીના અધ્યયનો કાઇક અશે વાચવા સરળ લાગશે

બીજુ, ત્રીજુ, ચોથુ અધ્યયન છપાતા વાર લાગવાથી વિના ઈચ્છાએ લોકને જ્ઞાનાત રાય ન થાય માટે સાધુને ગોચરીમા અતિ ઉપયોગી પાચુ અધ્યયન બે ઉદ્દેશાવાળુ તથા છઠુ અધ્ય યન ધર્મ અર્થ કામનુ સ્વરૂપ બતાવનાર તથા સાતમુ વાકય શુદ્ધિવાળુ તૈયાર થવાથી આ ત્રીજો ભાગ બહાર પાડેલ છે અને તે લેવાને સરળ થાય માટે પડતર કિમત ફકત બાર આના રાખેલ છે ત્યાર પછી ચોથો ભાગ છપાશે એટલે સપૂર્ણ છપાઈ જતા પ્રાય બીજો ભાગ પણ તૈયાર થશે એટલે આખુ પુસ્તક લોકોને મળશે પ્રથમ ભાગ ન હોવાથી તેની બીજી આવૃતિ સુધી લોકોને તકલીફ પડશે.

નાણાની મદદ મોકલનારના નામો તથા ગ્રાહકોના નામો આચારાગ બીજો ભાગ તૈયાર થવા આવ્યો છે તેમા જોવુ.

# સુચીપત્ર.

આ પુસ્તક માટે આ ભંડારના એક આગેવાન કાયવાહક ઝવેરી નગીનચંદ કપુરચંદનુ ચિત્ર છે જેઓશ્રીએ પોતાના પવિત્ર સદ્ગુરૂ શાંતમૂર્તિ મુનિરાજશ્રી મોહનલાલજી મહારાજના ઉપદેશથી એક જ્ઞાન મંદિરનુ ભવ્ય મકાન સુરત ગોપીપુરામા પુષ્કળ દ્રવ્ય ખરચી બાંધી આપેલુ છે જેની અંદર ઉક્ત ગુરૂ મહારાજનુ તથા તેમના શિષ્યોનુ અથવા બીજા મહાત્માઓનુ પુસ્તક રાખવાની યોજના છે, અને તે સમયે ઓછો ખર્ચ હોવાથી લગભગ રૂ ૨૫૦૦) પચીસસો તેને ચલાવવા માટે તેઓએ આપેલા છે. અને સંઘે પણ ૧૦૦૦) રૂપીઆ આપેલા છે તે સઘળુ વિસ્તારથી શ્રીમન્ મોહનલાલજી જૈન શ્વેતાંબર જ્ઞાન ભંડાર સુરત ગોપીપુરાનુ પુસ્તક લિષ્ટ ધારા ધોરણ વિગેરે છપાએલ છે, તે મંગાવીને વાંચવુ, અને આ જ્ઞાન ભંડારની વ્યવસ્થા કમિટીમા તેઓ શ્રીના પુત્ર રત્ન ફકીરભાઈ નગીનચંદ છે જેમણે પોતાના પિતાના ચિર સ્મરણાર્થે અનેક ધર્માદા કાર્યોમા ઉદાર રકમો આપેલી છે તે ઉપરાંત આ દશ વૈકાલિક ત્રીજા ભાગમા પણ ૧૦૧) રૂપિયાની મદદ આપેલી છે જો કે અત્યારે નગીનચંદ કપુરચંદભાઈ

ઝવેરી દેહથી નાશવંત છે છતાં તેમની પોતાની અને પોતાના સુપુત્રોની યશસ્વી કીર્તિથી સદાય જીવતા રહ્યા છે

"મોહન ચરિત્ર" નામનો ગ્રંથ વાંચવાથી પુર્વોક્ત ગુરૂ મહારાજ તથા ઉક્ત ઝવેરી નગીનભાઈનો સંબંધ જણાશે માટે અહીં વધારે લખતા નથી

સુરત છાપરીઆ શેરી
તા૦ ૨૨-૧૧-૨૧

શા૦ દલીચંદ મગનલાલ
સંઘનો સેવક

જે પુસ્તકો જોઇએ તે સઘળા માટે શ્રી મોહનલાલજી જૈન શ્વે જ્ઞાન ભંડાર સુરત ગોપીપુરા કરી લખવું

પરંતુ અગાઉ નાણા મોકલનારે ઝવેરી ફકીરચંદ નગીનચંદ સુરત ગોપીપુરા કરી લખવું



॥ॐ नमोवीतरागाय॥

# શ્રી દશ વૈકાલિક સૂત્ર ભાગ ૩ જો

## ભાષાંતર

### અથ પાંચમું અધ્યયન

હવે પિંડૈષણા નામનું પાંચમું અધ્યયન કહે છે કે આ અધ્યયનનો પૂર્વના અધ્યયન સાથે આ પ્રમાણે સંબંધ છે ચોથા અધ્યયનમાં સાધુનો આચાર, છ જીવ નિકાય ને આશ્રયી થાય છે, એવું કહ્યું હતું અહીંયા તો ધર્મકાય દેહ છતે આ છ જીવ નિકાયની રક્ષા બને છે, અને ધર્મકાયને આહારવિના અન્યના મુખ્યત્વે ન રહે, એ આહાર હોયતો અને નિર્વધ એમ બે પ્રકારે છે, તેમાં નિર્વધ આહાર સાધુએ લેવો એટલા માટે કહે છે,

से संजए समक्खाए, निरवज्जाहारि जे विऊ ।
धम्मकायट्ठिए सम्म, सुहजोगाण साहए ॥१॥

તે સયત છે, જે વિદ્વાન નિર્વદ્ય આહારને લે છે, અને ધર્મકાયમા રહેલો સારી રીતે શુભ યોગોનો સાધક છે, આ સબધ વડે પાચમુ અધ્યયન આવ્યુ છે, બીજી રીતે તેજ વાત ભાષ્યકાર મહારાજ કહે છે

मूलगुणा वक्खाया उत्तरगुणअवसरेण आयायं ।
पिंडज्झयणमियाणि,निक्खेवे नामनिप्फन्ने॥६१॥भा.

'મુલ ગુણ' જે જીવ હિંસાની વિરતિ વિગેરે છે, તે ચોથા અધ્યયનમા સારી રીતે બતાવેલ છે, અને હવે ઉત્તર ગુણનો અવસર છે, તેથી આ પાચમુ અધ્યયન બતાવ્યુ છે, અહીયા પણ અનુયોગ દ્વારનો વિષય છે એ પૂર્વ માફક કહેવો જયા સુધી નામ નિષ્પન્ન નિક્ષેપ આવે નામ નિક્ષેપમા શુ છે તે કહે છે,

पिंडो अ एसणा य, दुपयं नामं तु तस्स नायव्वं ।
चउचउनिक्खेवेहिं, परुवणा तस्स कायव्वा॥२३४॥

પિંડ અને એષણા એ બે પદવાળુ નામ છે તે પાચમા અધ્યયનનુ નામ પિંડૈષણા છે તેનો ચાર પ્રકારે બન્ને પ૦નો નિક્ષેપ કરવો

नामंठवणापिंडो, दव्वे भावे अ होइ नायव्वो ।
गुडओयणाइ दव्वे, भावे कोहाइया चउरो ॥२३५॥

નામ પિંડ, સ્થાપના-પિંડ દ્રવ્યપિંડ ભાવપિંડ એમ ચાર ભેદો છે, નામ સ્થાપના સુગમ છે દ્રવ્ય પિંડમા ગોળ, ભાત વિગેરે દ્રવ્ય છે, તે દ્રવ્ય પિંડ છે, અને ભાવ પિંડમા ક્રોધ, માન, માયા, લોભ એ ચાર છે,

पिंडि संघाए जम्हा, ते उइया संघया य ससारे ।
संघाययंति जीव, कम्मेणट्ठप्पगारेण ॥ २३६ ॥

હવે તેના અન્વર્થ કહે છે પિંડ ધાતુ, એકઠુ કરવાના અર્થમાં છે, જેથી તે એકઠા થએલા, અને થતા વિપાક પ્રદેશ એ બન્નેના ઉદય વડે એકઠા થએલા ક્રોધ વિગેરે સસારી જીવો ને ચાર ગતીમાં યોજે છે, પ્રશ્ન કેના વડે? ઉત્તર આઠ પ્રકારના જ્ઞાના વરણીય વિગેરે આઠ કર્મ વડે જોડે છે, એટલા માટે ક્રોધ વિગેરે પિંડ છે,

दव्वेसणा उ तिविहा, सचित्ताचित्तमीसदव्वाणं ।
दुपयचउप्पयअपया, नरगयकरिसावणदुमाणं॥२३७॥

પિંડ કહ્યો, હવે એષણા કહે છે, નામ સ્થાપના સુગમને છોડીને દ્રવ્યૈષણા તે સચિત અચિત અને મિશ્ર દ્રવ્યની ત્રણ ભેદ છે, સચિતમા બે પગવાળા, ચાર પગવાળા તથા અપદ-

વાળા છે, તેમા અનુક્રમે બે પગવાળા નર છે, ચાર પગવાળા પશુ છે, અપદમા ઝાડ છે, સોનાનો શિક્કો લેવાથી અચિત્ત દ્રવ્યેષણા છે, અને ઘરેણાથી શણગારેલી સ્ત્રી વિગેરે મિશ્ર દ્રવ્યેષણા છે, હવે ભાવૈષણા કહે છે

भावेसणा उ दुविहा, पसत्थ अपसत्थगा य नायव्वा।
नाणाईण पसत्था, अपसत्था कोहमाईणं ॥२३८॥

ભાવૈષણા બે પ્રકારની છે, (૧) પ્રશસ્ત (૨) અપ્રશસ્ત જાણવી, તેજ કહે છે કે જ્ઞાન વિગેરે ભણવુ તે પ્રશસ્ત છે, અને ક્રોધ વિગેરે કરવા તે અપ્રશસ્ત છે,

भावस्सुवगारित्ता, एत्थं दव्वेसणाइ अहिगारो।
तीइ पुण अत्थजुत्ती, वत्तव्वा पिंडनिज्जुत्ती ॥२३९॥

હવે ચાલુ યોજનાને કહે છે, જ્ઞાન વિગેરેને ઉપકાર કરનાર દ્રવ્યૈષણા હોવાથી એના વડેજ અહી અધીકાર છે તેની અર્થ-યુક્તિ, તે તજવા જોગ અને લેવા જોગ, એમ બે પ્રકારે અર્થની યોજના કરવી તે પિંડ નિર્યુક્તિ છે આ "પિંડનિર્યુક્તિ"નો અધિકાર અમે બીજી જગ્યાએ તે નામનો જુદો ગ્રંથ બતાવ્યો છે ત્યાથી જાણવુ ("પિંડ નિર્યુક્તિ" એ નામનો ગ્રંથ દેવચંદ લાલભાઈ તરફથી છપાયો છે) આ પ્રમાણે ભદ્રબાહુ સ્વામી કહે છે અથવા ટીકાકાર હરિભદ્ર સૂરિમહારાજે પિંડ નિર્યુક્તિની ટીકા જુદી કરેલી હોવી જોઇએ, તેને આશ્રયી આ વચન છે

पिण्डेसणा य सव्वा संखेवेणोयरइ नवसु कोडीसु।
न हणइ न पयइ, न किणइ कारावणअणुमईहि नव॥
॥ २४० ॥

હુવે આ અ યયનનો શામા અવતાર થાય છે તે કહે છે પિંડૈષણા જેના બેતાલીસ ભેદ ઉદ્ગમ વિગેરે છે એ ટુંકાણમા નવકોડીમા અવતરે છે, તે આ પ્રમાણે છે (૧) પોતે ન હણે ન રાધે ન ખરીદી કરે અને બીજા પાસે ન હણાવે, ન રધાવે ન ખરીદી કરાવે, તથા મારનારા રાધનારા તથા ખરીદ કરનારને આજ્ઞા ન આપે પ્રમ સા પણ નકરે, એટલે કરાવવુ' અને અનુમોદવુ તે પણ નિષેધ થયો, આ નવે પ્રકારની પિંડૈષણા બે પ્રકારે કરાય છે

सा नवहा दुह कीरइ, उग्गमकोडी विसोहिकोडी अ।
छसु पढमा ओयरइ, कीयतियम्मी विसोहि उ॥२४१॥

ઉદ્ગમકોટી અને વિશોધિકોટી છે તેમા હણવુ હણાવવુ અનુમોદવુ, રાધવુ, રધાવવુ અને અનુમોદવુ તે ઉદ્ગમકોટી અને તેજ અવિશોધિ કોટી છે એટલે તેમા તેનો સમાવેશ થાય છે. અને પાછલા ત્રણ ખરીદવુ ખરીદાવવુ અને ખરીદતાને ભલો જાણવો એ ત્રણ વિશોધિકોટીમા મનાય છે તેજ વાત ભાષ્યકાર કહે છે

कोडीकरण दुविह, उग्गमकोडी विसोहिकोडी अ।
उग्गमकोडी छक्कं,विसोहिकोडी अणेगविहा॥६२॥भा,

કોટી બે પ્રકારની છે ઉદગમ કોટી અને વિશોધિકોટી છે જેમા ઉદગમકોટી તે હણાવવુ વિગેરે પૂર્વે કહેલા છે તે છ પ્રકારે છે તેમા આધા કર્માદિ વિગેરે જાણવુ અને વિશોધિ કોટીમા ખરીદવુ. વિગેરે ત્રણ પ્રકારે છે તે અનેક રીતે ઓઘ ઉદ્દેશિક વિગેરે છે તેમા છ કોટી કહે છે

कम्मुदेसिअचरिमतिग, पूइय मीसचरिमपाहुडिआ
अज्झोयर अविसोही,विसोहिकोडी भवे सेसा॥२४२॥

કર્મ સંપૂર્ણજ છે ( એટલે આધા કર્મી આહાર વિગેરે સર્વે દોષિત આ કોટિમા છે અને ઉદ્દેશિક છેલ્લા ત્રણ છે તે કર્મ અને ઉદ્દેશિક પાખડ શ્રમણ અન નિર્ગ્રંથ એ ત્રણ સંબધી છે પૂતિ, આ આહાર અને પાણી દોષિત હોય, તેજ છે મિશ્ર ગૃહણ કરવાથી પાખડ શ્રમણ નિર્ગ્રંથ એ ત્રણેનુ ભેગુ છે તે ચરમ આશ્રતિઠા ( )છે એનુ બીજુ નામ બાદરા છે હવે રાગાદિની યોજના વડે કોટી સંખ્યા કહે છે

नव चेवट्ठारसगा, सत्तावीसा तहेव चउपन्ना।
नउई दो चेव सया, सत्तरिआ हुंति कोडीण॥२४३॥

रागाई मिच्छाई, रागाई समणधम्म नाणाई ।
नव नव सत्तावीसा, नव नउईए य गुणगारा ॥२४४॥

નવ, અઢાર, સતાવીશ, ચોપન, નેવુ, તથા બસોસીતેર આનો ભાવાર્થ—પૂર્વાચાર્યના કહેવા પ્રમાણે આ રીતે છે ઉપર કહેલા નવ કોટી રાગ અને દ્વેષ એ બેએ ગુણવાથી અઢાર થાય, અને તે નવકોટીનેજ મિથ્યાત્વ અદર્શન અને અવિગત વડે ગુણવાથી સત્તાવીસ થાય તેને રાગદ્વેષ વડે ગુણવાથી ચોપન થાય તથા તે નવને દશ પ્રકારના શ્રમણ ધર્મ વડે ગુણવાથા નેવુ વિશુદ્ધ ભેદ થાય છે તથા તેને જ્ઞાન દર્શન ચારિત્ર એ ત્રણ ભેદે ગુણવાથી બસોસીતેર થાય છે આ નામ નિષ્પન્ન નિક્ષેપો થયો હવે સૂત્ર આલાપક નિષ્પન્ન નિક્ષેપાનો અવસર છે વિગેરે ચર્ચા પૂર્વ માફક છે સૂત્ર અનુગમમા અસ્ખલિત ગુણયુક્ત ઉચ્ચારવુ જોઇએ તે આ પ્રમાણે છે

संपत्ते भिक्खकालंमि, असंभंतो अमुच्छिओ ।
इमेण कमजोगेण, भत्तपाणं गवेसए ॥१॥
से गामे वा नगरे वा, गोअरग्गगओ मुणी ।
चरें मंदमणुव्विग्गो, अव्वक्खित्तेण चेअसा ॥२॥

સારી રીતે ભણવા વિગેરેથી વખત જતા જ્યારે ગોચરી કાળ થાય ત્યારે સાધુએ જવુ આ કહેવાથી કાળ નથયો

હોયતો ગોચરી ન જવુ. કારણ કે ગોચરી જવા છતા રખાયા વિના મલે નહી તથા પ્રભુની આજ્ઞાનો લોપ થાય તથા દેખેલુ ન દેખેલુ તેનો વિરોધ થાય (સાધુ માટે વહેલુ રાધી મુકવાનો પ્રસગ આવે અથવા ગોચરી નમલેતો તેના ઉપર ક્રોધ આવે) હવે બરોબર વખત થયે ગોચરી જતા આકુળ થવુ નહીં, પણ ઉપયોગ રાખીને ચાલવુ તથા પિડ તથા મનોહર ગાયન વિગેરેમાં રસિક થઇ ઘેલા ન થવુ કારણ કે ફકત ગોચરીનુજ લક્ષ રહેવુ જોઇએ એમ નહી, પણ પોતાની જે ક્રિયા કરવાની હોય તે કરીનેજ ઉઠે, અને હવે પછીની ગાથામા કહેવાતા લક્ષણો વાળાક્રમ વડે સાધુને યોગ્ય ભાત, ઓસામણ વિગેરે શોધતો જાય (૧) તે પ્રમાણે સભ્રમ તે મુર્છા રહીત થઇ ગામમા નગરમા તથા પરા વિગેરેમાં ગાયના ચરવાની માફક ચાલતો, ઉત્તમ, અધમ, મધ્યમ કુલોમા રાગદ્વેષ કર્યા વિના ભિક્ષાટન કરે, અગ્ર એટલે પ્રધાન એવો મુની પોતે કોઈ સામે લાવીને અથવા આધા કર્માદિ દોષિત આહાર આપે તો પોતે ન લે એવો મુનિભાવ સાધુ છે તે ધીમે ધીમે ચાલે, તેમ ઉદ્વેગ રહીત, (પ્રશાત) એટલે પરીષહ વિગેરે દુખોથી ન કટાળતા ચિત્ત બીજે ન રાખતા પોતાની એષણામા ઉપયોગ રાખી ચાલે તેમા વત્સ અને વાણીયાની બઈરીના દ્રષ્ટાતથી ગાયન વિગેરેમા લક્ષ્ય ન રાખે

पुरओ जुगमायाए, पेहमाणो महि चरे ।
वज्जंतो वीअहरियाइं, पाणे अ दगमट्टिअ ॥३॥

સામે ગુન માત્ર એટલે પોતાના શરીર પ્રમાણુ અથવા ગાડાના ઉટડા પ્રમાણુ એટલી લાંબી દ્રષ્ટિ જમીન ઉપર રાખી ચાલે, અને તેમા બીજ, હરિત ત્યાગે આ બે વસ્તુના કહેવાથી એમ જાણવુ કે સાધુએ દેખીને પગ મુકતા તેમા જો વનસ્પતિ પડી હોય તો તેના ઉપર પગ ન મુકે, તથા પ્રાણ તે જે ઇન્દ્રિય વિગેરે હાલતા ચાલતા નાના મોટા જન્તુ કે જીવે હોય તે દેખે, તથા પાણી અને માટી અને તેથીજ અગ્નિ અને વાયુ પણ જાણવા અર્થાત્ સાધુ પોતે પગ મુકતા નીચે જુવે તથા બાજુએ જુવે કે મારથી એકેન્દ્રિયથી તે પંચેન્દ્રિય સુધી (કોઇપણ જીવ દુઃખ ન પામે) આ ગાથામા જે દ્રષ્ટિનુ માપ બતાવ્યુ છે તેનાથી લાંબી દ્રષ્ટિએ દેખે તો બરાબર જીવ રક્ષા ન થાય, અને ઘણુ નજીક જોવુ બનવુ અશક્ય છે, માટે ધીમેથી જોઇને ચાલે

ओवाय विसमं खाणुं, विज्जल परिवज्जए ।
संकमेण न गच्छिज्जा, विज्जमाणे परक्कमे ॥४॥

ત્રીજી ગાથામા પરજીવની રક્ષા બતાવી અને આ ગાથામા સ્વરક્ષા બતાવી કે પોતે અવપાત એટલે ખાડા વિગેરેને ન

કુદે તથા વિષમ એટલે ઉચી નીચી જગ્યા હોય તો દેખીને ચાલે કે ઠોકર ન લાગે, તથા સ્થાણુ સુકા ઝાડનુ ઠુઠુ દેખીને ચાલે કે લાગે નહિ, તથા વિજલ એટલે પાણી વિનાનો કાદવ હોય તો તેમા પણ ન ચાલે સ કમ એટલે પાણી ઓળગવાના પથરા, લાકડા લોકોએ ગોઠવ્યા હોય તો તેના ઉપર પણ ન ચાલે પડતા પોતાને લાગે, પાતરા ફુટે તથા પાણીમા પડતા તેમા રહેલા જીવોની વિરાધના થાય જો બીજો રસ્તો ન હોય અને ખાસ જવાની જરૂર હોય તો તે આગે' સભાળીને જાય, પણ ચાલવાની શક્તિ હોય, અને બીજો સારો રસ્તો દૂર હોય તો પણ સારે રસ્તે જાય

पवडंते व से तत्थ, पक्खलंते व संजए ।
हिंसेज्ज पाणभूयाइं, तसे अदुव थावरे ॥ ५ ॥

ખાડા વિગેરેમા ચાલતા શુ દોષ થાય તે કહે છે ખાડામા પડે અથવા ઠોકર ખાય તો પોતાને તથા ખાડામા રહેલા બે ઇન્દ્રિય વિગેરે જીવોને પીડા કરે તથા એકેન્દ્રિ જીવોને પીડા કરે એટલે ત્રસ અને સ્થાવર એ બન્નેને ખાડામા ચાલવા જતા દુખ દે, તથા પોતાના પણ હાડકા ભાગે

तम्हा तेण न गच्छिज्जा, संजए सुसमाहिए ।
सइ अन्नेण मग्गेण, जयमेव परक्कमे ॥६॥

તેટલા માટે ભગવાનની આજ્ઞામા રહેલો સાધુ ઉપર કહેલા ખાડા વિગેરેના માર્ગે બીજો માર્ગ હોય તો તેને માર્ગે ન જાય, પણ માર્ગના અભાવે અથવા લાંબે દૂર જવાની શક્તિ ન હોય તો તે માર્ગે સભાળીને ચાલે, પણ પોતાને કે બીજા જીવોને પીડા ન થાય, તેમ યત્નાથી ચાલે

इंगाल छारियं रासिं, तुसरासिं च गोमयं ।
ससरक्खेहिं पाएहिं, संजओ तं नइक्कमे ॥ ७ ॥

હવે વિશેષ પ્રકારે પૃથ્વી કાયની યતના કહે છે કોયલાનો રાશી (સમૂહ) તથા આગનો તથા ચોખાના ફોતરાનો તથા છાણાનો સમૂહ હોય ત્યા સચિત પૃથ્વીની રજ વિગેરેથી ખરડાયલા પોતાના પગ હોય તો તેમા ન ચાલે કે પોતાનાથી તે ઢગલામા ચાલતા પૃથ્વીકાયની વિરાધના ન થાય

न चरेज्ज वासे वासंते, महियाए वा पडंतिए ।
महावाए व वायते, तिरिच्छसंपाइमेसु वा ॥८॥

આ સૂત્રમા પાણીના જીવોની રક્ષા બતાવે છે જ્યારે વરસાદ પડે ત્યારે સાધુ બહાર ન નીકળે, અને નીકળ્યો હોય તો ઢાકેલી જગ્યાએ ઊભો રહે અથવા ઝીણી ફરફર પડે ત્યારે પણ ન નીકળે, અથવા જોરથી વાયરો વાતો હોય તો સાધુ બહાર ન નીકળે, કારણ કે તેમા જમીનની સચિત રજ ઉડીને

શરીર સાથે અથડાતા પીડા પામે અથવા ઉડતા પતગ વિગેરે આથડીને મરે, તેથી કોઈપણ વખત અસનિ રૂપે (ઝપાટાબધ) ન ચાલે, (ટીપ્પણુમા લખ્યુ છે ઇતિરૂપ છે, તે પૂર્વમા બતાવેલ પતગ વિગેરે વચમા આવે છે તેથી એમ જાણવુ કે સાધુ એવી રીતે ચાલે કે તેનો ઘાતક ન થાય

## न चरज्जे वेससामंतें, वंभचेरवसाणु(ण)ए ।
## वंभयारिस्स दतस्स, हुज्जा तत्थ विसुत्तिआ ॥९॥

પ્રથમ વ્રતની યતના કહી હવે ચોથા વ્રતની યતના કહે છે, વેશ્યાના ઘર નજદીકમા સાધુ ગોચરી ન જાય ત્યા જવાથી વ્રતનો ભગ થાય જે સાધુ બ્રહ્મચર્ય એટલે 'મૈથુન-વિરતિરૂપ' પાળવા ચાહે છે તે જો વેશ્યાના ઘર તરફ જાય તો તેના દર્શનથી ચિત્તમા વ્યાક્ષેપ થાય અને મલિન ધ્યાનરૂપ કચરાથી જ્ઞાન અને શ્રધ્ધા રૂપ નિર્મળ જળને વિઘ્ન રૂપ થાય અને તે સાધુ દાત એટલે ઇન્દ્રિયને વશ કરનાર હોય તો પણ તે ભૂલી જાય

## अणायणे चरंतस्स, मंसग्गीए अभिक्खणं ।
## हुज्ज वयाण पीला, सामन्नंमि अ संसओ ॥१०॥

પૂર્વની ગાથામા વેશ્યાના મોહલ્લામા જતા દોષ બતાવ્યા હવે આગાથામા વારવાર ચારિત્રને શાથી દોષ લાગે છે તે

બતાવે છે અનાયત એટલે વેશ્યા અથવા દુરાચારીનુ સ્થાન ત્યા વારવાર જતા ત્યાના સમર્ગથી પ્રાણાતિપાતવિરતિ વિગેરે મહા વ્રતોને દૂષણ લાગે છે તથા તે દુષ્ટોના કુવચનથી ચિત્તમા વિક્ષેપ થવાથી ઉત્તમ ભાવો બદલાઈ જાય છે અને સાધુપણુ મૂકી દેવાનો વખતે ભાવ થાય છે, તથા સાધુ ધર્મનુ ભવિષ્યમા ફળ મળશે તેમા પણ સશય થાય છે આ સબ ધમા પૂર્વાચાર્યો આ પ્રમાણે કહે છે, વેશ્યા વિગેરે સ્ત્રીને દેખવાથી બ્રહ્મચર્ય ખડન કરવાનુ મન થાય છે તથા તેને સુદર દેખાને તેમા ચિત્ત લીન થતા શુધ્ધ ગોચરી લેવાનુ ભૂલતા સચિત્ત લેતા હિસાનો દોષ આવે છે તથા વાતચિતમા બીજી વાત કરતા જુઠ બોલવાનો દોષ લાગે છે, તથા જીને શ્વરે વેશ્યાના દર્શનનો નિષેધ કરેલો હોવાથી તેને દેખના અદત્તાદાન-(ચોરી)નો દોષ લાગે છે તેના રૂપથી પ્રેમ થતા પરીગ્રહનો દોષ લાગે છે આ પ્રમાણે વેશ્યા અથવા ખરાબ સ્ત્રીના ઘરમા ગોચરી વાસ્તે જતા સાધુના પાચે મહાવ્રતોનો ભગ થાય છે

**तम्हा एअं विआणित्ता, दोस दुग्गइवड्ढण ।**
**वज्जए वेससामतं, मुणी एगंतमस्सिए ॥११॥**

હવે ઉપરની બે ગાથામા જે કહ્યુ તેનુ નિગમન (સાર) બતાવે છે કે આ પ્રમાણે દુર્ગતિના દોષોને વધારનાર વેશ્યા

વિગેરેના સ્થાનને જાણીને એકાન્ત જે મોક્ષ છે તેનો આશ્રય કરીને એ દુરાચાર (વેશ્યા વિગેરે)ના સ્થાનને ત્યાગે વાદીની શંકા પહેલા વ્રતની વિરાધના બતાવ્યા પછી એકદમ ચોથા વ્રતની વિરાધના શા માટે બતાવી? આચાર્યનો ઉત્તર તેનું પ્રધાનપણુ બતાવવાને માટે, કારણ કે ચોથા વ્રતની વિરાધના બીજા વ્રતોની વિરાધના કરતા વધારે દુ ખદાયી છે તે થોડા મા બતાવ્યુ છે હવે બીજુ વિશેષ કહે છે

साणं सूइअं गाविं, दित्तं गोणं हयं गयं ।
संडिम्भं कलह जुद्धं, दूरओ परिवज्जए ॥१२॥

સાધુ ગોચરી જાય, ત્યારે સભાળ રાખવી કે રસ્તામાં કુતરૂ નવી વિયાએલી ગાય, તથા મદોન્મત આખલો, તથા, ઘોડો કે હાથી ઉભા હોય, અથવા સડિતા એટલે બાળકોને રમવાનુ સ્થાન તથા ( કલહ ) કજીઆનુ સ્થાન તથા લશ્કરને લડવાનુ સ્થાન આ બધી જગ્યાઓ તથા પૂર્વે કહેલા પશુઓ સાધુની સમાધિમા વિઘ્ન કરે છે માટે તેનાથી સાધુએ ચાલતા દૂર રહેવુ

अनुन्नए नावणए, अप्पहिट्ठे अणाउले ।
इंदिआणि जहाभागं, दमइत्ता मुणीचरे ॥१३॥

હવે ચાલવાની વિધિ કહે છે અનુન્નત એટલે દ્રવ્યથી

આકાશમા દેખતો ન ચાલે તેમ ભાવથી ઉચ કુલનો ગર્વ કરતો ન થાલે તેમ અનવનત એટલે દ્રવ્યથી નીચુ દેખતો ન ચાલે અને ભાવથી લબ્ધિ વિનાનો હોવાથી દીન પણુ બતાવતો ન ચાલે અપ્રહૃષ્ટ એટલે હસવુ નહી, તથા અનાકુલ એટલે ક્રોધાદિ રહીત તથા ઇંદ્રિઓને જહા ભાગ ' એટલે યથા યોગ્ય બને તેટલી દમન કરીને મુનિ ચાલે, આ પ્રમાણે ન ચાલે તો ઘણા દોષો લાગે છે તે બતાવે છે જેમકે આકાશમા જોતો ચાલે તો લોકો તેની હાસી કરે, કે ત્યાગી થઇને ઉચે શુ જોતો હશે ? તથા અભીમાન કરવાથી ઈર્યા સમિતિ નપળે તથા ઘણુ નીચુ જોઇને ચાલેતો લોકો કહેશે કે આ કોઈ બગલાની માફક ઠગ છે અને દીનપણુ બનાવે તો તેને લોકો ક્ષુદ્ર, સત્વ ( રાકડો ) ગણી લે હસતો ચાલે તો કોઇ બાઈના સગા વહાલા ને શક આવે કે તેને જોઇને હસે છે, તથા આકુળ ચાલેતો તેમા પણ તેજ દોષ આવે, અને ઇન્દ્રિઓ દમન ન કરે, તો તે દીક્ષાને અયોગ્ય છે

**दवदवस्स न गच्छेज्जा, भासमाणो अ गोअरे।**
**हसंतो नाभिगच्छिज्जा, कुलं उच्चावयं सया॥१४॥**

સાધુ જોરથી દોડતો ન ચાલે તથા વાતો કરતો ન ચાલે તથા હસતો પણ ન ચાલે તથા ઉચનીચના ઘર આવે તો તેમા ગોચરી જાય, હવે ઉચ ઘર બે પ્રકારે છે (૧) દ્રવ્યથી ઉચ તે ઘણા માળના ઉચા તથા ધોળેલા તથા ભાવથી ઉચ તે જાતીએ

કરીને ઉચ જાણુવા તે પ્રમાણે, નીચ પણુ બે પ્રકારના છે
દ્રવ્યથી નીચ તે ઝુપડામા રહેનાર અને ભાવથી નીચ તે
હલકી જાતીના છે, તેમા ગોચરી જાય આ વિધિ ન પાળે, તો
દોડતો જતા પડવાથી, પોતાને નુકસાન તથા રસ્તામા બીજાને
લાગતા, પરને દુ ખ માટે સાધુએ બન્નેને બચાવવા ઉપયોગથી
ચાલવુ, તથા નીચ ઉચનો ભેદ રાખે તો ગૃહસ્થને સાધુ ઉપર
રાગદ્વેષ થાય,

**आलोअं थिग्गलं दारं, संधिं दगभवणाणि अ ।**
**चरंतो न विनिज्झाए, संकट्ठाणं विवज्जए ॥१५॥**

ગોચરી જતા સાધુએ આલોક (ઝરૂખા ગોખ, ) થી ગલ
(ચણીનાખેલી બારી ) બારણુ સધિ ( ઘરના સાધા ) તથ
પાણીઆરૂ વિગેરે શકાના સ્થાન છે ત્યા ન જોવુ કારણ કે
ઘરમા કઇ નુકશાન થાય તો સાધુ ઉપર શક આવે એ બધ
પ્રાયે શકાના સ્થાન છે તેથી સાધુએ તજવા

**रण्णो गिहवईण च, रहस्सारक्खियाण य ।**
**संकिलेसकरं ठाणं, दूरओ परिवज्जए ॥१६॥**

ચક્રવર્તિ વિગેરે મોટો રાજા હોય તથા મોટો શેઠીયો હોય
તેના વાતચીત કરવાના ગુપ્ત સ્થાન હોય તથા કોટવાળના સ્થાન

હોય અથવા સ કલેશના સ્થાન હોય તેને સાધુ દૂરથી તજે કારણકે, મોટા પુરૂષોના ઘરમા, અનેક પ્રકારની છાની વાત હોય તે જાહેર ન થવા દેવા માટે તેઓ બ દોબસ્ત રાખે છે તેમાંની વાત બહાર પડતો સાધુ ઉપર શક આવે છે અને તેથી સાધુને પીડા પણ કરે

पडिकुट्ठकुलं न पविसे, मामगं परिवज्जए ।
अचिअत्तकुलं न पविसे, चिअत्तं पविसे कुलं॥१७॥

જે ઘરો નિષેધ કરવા યોગ્ય હોય તે કહે છે થોડા કાળ માટેના તે સુતક વાળા ઘરો તથા ઘણા કાળ માટેના તે જે ઘરવાળે અનાચાર કરવાથી લોકોએ તજેલા હોય તે ઘરમા સાધુ ગોચરી ન જાય જાય તો જૈનધર્મની લોકો નિંદા કરે તથા કોઈ ગૃહસ્થ એમ કહે કે મારા ઘરના ના આવવુ, તો ત્યા ન જાય. તેમ જેને દેખવાથી, સાધુ ઉપર અ પ્રીતિ થાય એટલે જે કે તેઓ મોંઢે કાઈ કારણને લઈને ના નકહે પણ મન મેલુ કરે તો ત્યા સાધુએ ગોચરી ન જવુ, પણ ચિયત્ત એટલે જેગને આપના ધર્મ ભાવના વધે ત્યા ગોચરી જવુ, તેથી દાન દેનારને પણ મહાન પુન્ય બધાય છે

साणीपावारपिहिअं, अप्पणा नावपंगुरे ।
कवाडं नो पणुल्लिज्जा, उग्गहंसि अजाइआ॥१८॥

—સાણુ ટાટનો અથવા કપડાનો પડદો હોય, અથવા પ્રાગાર

એટલે કામળ વિગેરેના પડદાથી બારણુ ઢાકેલુ હોય તો સાધુ પોતાના હાથે ન ઉઘાડે, કારણકે પડદો કરીને ગૃહસ્થ લોક કઈપણ કાર્ય કરતા હોય અથવા ખાતા હોય તો તે ખુલ્લુ થવાથી તેમને અપ્રીતિ થાય તેમ કમાડ ઢાકેલુ હોય તો પણ પૂર્વના દોષ હોવાથી સાધુએ ન ઉઘાડવુ ખાસ જરૂર પડે તો જોરથી ધર્મલાભ એવો ઉચ્ચાર કરી ઉઘડાવવુ પણ તેને જાણ કર્યા વિના એકદમ ઉઘાડીને ન જવુ એનો ભાવાર્થ આ રીતે છે કે, પડદો ઉઘાડનો નહીં બારણુ ધકેલવુ નહીં, તેમ આજ્ઞાવિના ઘરમા દાખલ થવુ નહી, (આ અજાણ્યા ગૃહોમા અપ્રીતિ ન થાય તેને માટે વિધિ છે, જાણીતા ઘરોમા પણ વિવેક રાખી જવુ,)

**गोअरग्गपविठ्ठो अ, वच्चमुत्त न धारए ।**
**ओगासं फासुअं नच्चा, अणुन्नविअ वोसिरे ॥१९॥**

ગોચરીમા ગએલો સાધુ ઝાડા પેશાબને ન રોકે (એટલે રોગાદી કારણે અથવા ઉપયોગ સૂન્ય રહેવાથી) વખતે ગોચરીમા શકા થાય તો બીજા સાધુને પાતરા સોપી ગૃહસ્થના ઘરમા જ્યા નિરવદ્ય વાડો વિગેરે હોય ત્યા દેખીને આજ્ઞા લઈને ઝાડો પેશાબ કરે આ સબધમા વૃદ્ધ પુરુષો આપ્રમાણે કહે છે સાધુએ ગોચરી જતા પહેલા ઝાડા પીશાબનો ખુલાસો કરી જવુ છતા પાછળથી સકા થાયતો તેને રોકવી નહી જો પીશાબ રોકેતો આખને નુકશાન થાય અને ઝાડો રોકેતો ભયકર રોગથી જીવ

ઘાત થાય આ બન્ને શરીરને નુકશાન કર્તા છે માટે સોબતી હોય તેને પાતરા વિગેરે સોંપીને યોગ્ય સ્થાનમા અચિત્ત પાણી લઈ જઇને વિધિએ ઝાડો પીશાબકરે આ સબધમા ઓઘ નિર્યુક્તિ નામના સૂત્રમા વિશેષ ખુલાશો છે ત્યા જોવો,

णीअदुवार तमसं, कुट्ठगं परिवज्जए ।
अचक्खुविसओ जथ्थ, पाणा दुप्पडिलेहा(हगा) ।२०।

નીચો દરવાજો હોય તવા અધારા વાળો ઓરડો હોય તેમા સાધુ ગોચરી નજી કારણકે તેમા પડેલી ચીજ અધારાને લીધે નદેખાય તેથી ચીજ લેવા જતા દેખીને ચાલવુ કે લેવુ તે નબને, અને તેથી પોતાને કે બીજાને દુખ થવાનો પ્રસગ આવે એ પ્રમાણે જ્યા પોતાની આખ કામ નકરે ત્યા જીવ રક્ષા નથાય, માટે તેવા સ્થાનમા નજવુ,

जत्थ पुप्फाइं बीअाइं, विप्पइन्नाइं कुट्ठए ।
अहुणोवालित्त उल्लं, दट्ठूणं परिवज्जए ॥२१॥

જ્યા ફુલો અનેક જાતના જાઈ, ગુલાબ, મોગરો વીગેરે પડેલા હોય, અથવા બીજ તે ડાગર, ઘઉ વીખેરેલા કોઠારમા અથવા દરવાજામા પડેલા હોય, અથવા તુરતનુ લીપેલુ ભીનુ હોય તો, ત્યા સાધુ તેવુ જોઈને તેમા દાખલ નથાય, કારણકે, બીજા જીવની હીસા થાય તો સયમનો ઘાત થાય, અને પોતાને, લાગેતો આત્મ ઘાત થાય,

एलगं दारगं साणं, वच्छगं वावि कुट्टए ।
उल्लंघिआ न पविसे, विउहित्ताण व संजए ॥२२॥

બેમતા મેષ (બકરો) બેઠેલો હોય, નાનુ બાળક હોય, કુતરૂ હોય, વાછરડો હોય, અને તે વચમા બેઠેલા હોય, તો તેને ઓળગીને સાધુ નજાય, તથા પ્રેરણાથી ઉઠાડીને પણ નજાય, કારણકે તેમા બેમનાર જનાવર વીગેરેને તથા પોતાને પડીજવાનો ભય રહે,

असंसत्तं पलोइज्जा, नाइदूरा वलोअए ।
उप्फुल्लं न विनिज्झाए, निअट्टिज्ज अयंपिरो ॥२३॥

ગૃહસ્થના ઘરમા સ્ત્રીની સાથે દૃષ્ટિ મેલાપ નકરે, કરવાથી રાગનુ કારણ થાય, લોક નિંદા કરે, તેમ ઘરમા પેસી લાબી દૃષ્ટિ નકરે કારણકે, ચોર વિગેરેની શકા થાય, તેથી આપનાર જ્યાંથી વસ્તુ લઇને આપે તેટલે દૂર દેખે, તથા ઘરના માણસો જેઓ આનદમા બેઠા હોય, તેમને પણ નદેખે, કારણકે સાધુના મલીન વેષથી તેને અપ્રીતિ થાય તેથી જૈન ધર્મની નિંદા કરે, અને આહારન મળેતો આપનારની નિંદા કર્યા, વિના સાધુ પાછો વળે,

अइभूमिं न गच्छेज्जा, गोअरग्गगओ मुणी ।
कुलस्स भूमिं जाणित्ता, मिअं भूमिं परक्कमे॥२४॥

ગૌચરીમા ગએલો સાધુ ગૃહસ્થના ઘરમા જેટલી મય ર બાધી હોય, તેનાથી અધીક દૂર નજાય, તેથી તેના ઘરની મર્યાદા જાણીને તે માપવાળી ભૂમી સુધી જાય, જેથી દાન દેનારને અપ્રીતિ નથાય,

तत्थेव पडिलेहिज्जा, भूमिभागं विअक्खणो।
सिणाणस्स य वच्चस्स, सलोग परिवज्जए ॥२५॥

ત્યા ઉભા રહેવાની જગ્યામા શાસ્ત્રમા બતાવેલી વિધિએ વિચક્ષણ સાધુ જમીનને દેખીને ઉભો રહે પણ ગૃહસ્થની સ્નાન (નહાવાની જગ્યા) તથા જાજરૂ (પીશાબની) જગ્યા તરફ નજુવે, કારણકે ત્યા આ વિગેરે ઉઘાડાં બેઠા હોય તો તેને દુ ખ થાય ધરવાળા માણસોને પણ શકા થાય, અથવા પોતાને પણ મોહ થાય, વિચક્ષણ શબ્દથી જાણવુ, કે ગૌચરીમા વિદ્વાન સાધુએ જવુ, અને તેથી અગીતાર્થનો નિષેધ કર્યો

दगमट्टिअआयाणे, वीआणि हरिआणि अ।
परिवज्जंतो चिट्ठिज्जा, सव्विंदिअसमाहिए॥२६॥

પાણી કે માટીને લાવવાનો રસ્તો હોય, તથા વચમા બીજ કે વનસ્પતિ પડયા હોય તો તે જોઇને તેને પીડા નથાય તેમ પોતાની બધી ઇન્દ્રિયો કબજે રાખીને ઉભો રહે

तत्थ से चिट्ठमाणस्स, आहरे पाणभोअणं।
अकप्पिअं न गेण्हिज्जा, पडिगाहिज्ज कप्पिअं॥२७॥

ત્યા ઉભો રહેલો સાધુ પાણી અને ભોજન લે, પણ સાધુ ને નકલ્પે તેવુ નલે, અને જે કલ્પે તેજલે, તેમા આ વિધિ છે,

## ाहरंती सिआ तत्थ, परिसाडिज्ज भोअण ।
## दैंतिअ पडिआइक्खे, न मे कप्पइ तारिसं ॥२८॥

વેહોરાવનારી બાઈ સાધુને દાન આપતા માર્ગમા છાટા પાડતી વેહોરાવે, તો સાધુ એની પાસે દાન ન લે, અને કહે કે અમને તેવુ દાન ન કલ્પે, છતા તે પૂછે કે તેમા શુ દોષ છે, તો મધુબિંદુનુ દ્રષ્ટાત કહેવુ, (ટીપ્પણમા લખ્યુ છે કે મધુ શબ્દ ક્ષીર, જળ અને મધના અર્થમા વપરાય છે, એવુ હેમચંદ્રાચાર્ય કોષમા કહેલ છે,) તેથી ખીરનુ દ્રષ્ટાત જાણવુ તે આ પ્રમાણે છે, ખીરનુ ટીપુ નીચે પડયુ, ત્યા માખી આવી તેના પછવાડે ઘરોળી આવી, ત્યા બિલાડી આવી, ત્યા કુતરૂ આવ્યુ, બીલાડી પાળેલી હોવાથી માલિકે કુતરાને માર્યુ, તેથી કુતરાના માલીકની સાથે લડાઇ થઈ, આ એક ટીપાના કારણે બન્ને માલીકો વચ્ચે લડાઈ થઇ, માટે જો છાટા પાડતી બાઈ વેહોરાવે તો સાધુએ લેવુ નહી વળી સૂત્રમા બાઇ લેવાનુ કારણ એ છે કે પ્રાય, ઘરમા દાન આપનાર બાઈજ હોય છે પણ તેથી પુરૂષ પણ દાન આપતા નીચે છાટા પાડે તો તેની પાસેથી પણ આહાર ન લેવો, અને તેને પણ દોષ સમજાવવો

संमद्दमाणी पाणाणि, बीआणि हरिआणि अ ।
असंजमकरिं नच्चा, तारिसं परिवज्जए ॥२९॥

દાન આપનારી બાઇ ચાલતા જો વચમા કીડી, મકોડી વિગેરે આણી હોય તેને દુ ખ દેતી ચાલે, અથવા વચમા દાણા કે વનસ્પતિ પડેલા હોય તેને દાબતી ચાલે તો તેને સાધુના કારણે અસયમકારી એટલે જીવોને પીડનારી સમજી તેની પાસેથી આહાર ન લે, અને કહે કે આવી રીતે દાન આપનાર પાસેથી અમોને લેવું ન કલ્પે

साहट्टु निक्खिवित्ता ण, सचित्तं घट्टियाणि य ।
तहेव समणट्ठाए, उदगं सपणुल्लिया ॥३०॥

કોઇ બાઇ એક વાસણમાથી લઇ બીજા વાસણમા નાખી ને વોહોરાવે, તો ન લેવુ, તેના નિચે મુજબ ભેદ છે

तंफासुगमवि वज्जए, तथ्थ फासुए फासुयं साहरइ फासुए अफासुअं साहरइ अफासुए फासुयं साहरइ अफासुए अफासुअं साहरइ, तत्थजं फासुअं फासुए साहरइ, तत्थवि थेवे थेवं साहरइ थवे बहुअं साहरइ, बहुए थे॰ साहरइ बहुए बहुअं साहरइ,।एवमादि यथा पिण्ड निर्युक्तौ।

તેમા પ્રાસુક (અચિત્તમા) પ્રાસુક નાખે, પ્રાસુકમાં અપ્રાસુક નાખે, અપ્રાસુકમા પ્રાસુક નાખે, તથા અપ્રાસુકમાં અપ્રાસુક નાખે તેમા પણ થોડામા થોડુ, થોડામા ઘણુ ઘણામા થોડુ, અને ઘણામા ઘણુ નાખે, આ વાત ને પિંડ નિર્યુક્તિમાથી જાણવી (આમા એમ કહેવાનુ છે કે, સાધુ નિમિત્તે જો બીજુ વાસણ બગાડે તો કાચા પાણીએ ધોવાથી સાધુને દોષ લાગે, તેમ એકમા બીજી વસ્તુ નાખવાથી જે ક્રિયા થાય તેનો દોષ સાધુને લાગે) તથા ન દેવા લાયક વાસણમા મુકેલી વસ્તુ સચિત્ત વસ્તુમા મુકીને આપે, અથવા સચિત્ત વસ્તુને અડકીને આપે, અથવા સાધુને માટે કાચા પાણીને આમ તેમ હલાવીને આપે તેથી તે જીવોને દુખ થવાથી સાધુ તેવી ગોચરી ન લે.

ओगाहइत्ता चलइत्ता, आहरे पाणभोअणं।
दिंतिअं पडिआइक्खे, न मे कप्पइ तारिसं ॥३१॥

વર્ષાઋતુમા ઘરના આંગણામા ભરાએલા સચિત્ત પાણીને ડોળીને અથવા પાણીને બહાર કાઢીને પછી ગૃહસ્થ પોતે સાધુને વહોરાવે તો સાધુ એમ કહે કે મને તવુ લેવુ ન કલ્પે સૂત્રમા એકવાર સચિત્ત કહ્યુ છતા ફરીથી ઉદક (પાણી) ફરી કેમ લીધુ? તેનો ઉત્તર આચાર્ય કહે છે, કે પાણીમા અનતકાય વનસ્પતિ રહે છે તે બતાવવા માટે જુદો લેઈ કહ્યો લૌકિકમા પણ સામાં

ન્ય વાત કહીને તેમા વિશેષ અતાવવુ હોયતો ફરી જુદુ નામ કહે જેમકે બ્રાહ્મણો આવ્યા પણ તેમા પ્રખ્યાત વશિષ્ટ હોય તે પછી કહેકે વશિષ્ટ પણ આવ્યા છે એમ કહેવાય છે એટલે વોહોરાવનાર પાણીને દુખ દઇને ભાત ઓસામણુ વિગેરે વોહોરાવે તો લેવુ નહી અને કહેવુ કે મને તે નકલ્પે,

पुरेकम्मेण हत्थेण, दव्वीए भायणेण वा।
दिंतिअं पडिआइक्खे, न मे कप्पइ तारिसे॥३२॥

દાન આપનાર આપતા પહેલા કાચા પાણીથી સાધુ માટે હાથ ધુવે અથવા ડોઈ કડછો અથવા તપેલી વીગેરે કાચા પાણીથી ધોઇને વોહોરાવેતો કહેકે અમને તેવુ નકલ્પે,

एवं उदउल्ले ससिणिद्धे, ससरक्खे मट्टिआउसे।
हरिआले हिंगुलए, मणोसिला अंजणे लोणे॥३३॥

એજ પ્રમાણે કાચા પાણીથી હાથ ભીના હોય અથવા કાચા પાણીના ટીપા પડતા હોય તેવા ભીના હાથે વોહોરાવેતો નલેવુ (સસ્નિગ્ધ એટલે થોડાપાણી વાલો હોયતો પણ નલેવુ) તથા રેતીથી તથા ગારાથી તથા ઉસથી એટલે કોઇ પણ ખારથી અથવા હડતાલ, હીંગલોક તથા મણુશીલ વિગેરે પૃથ્વી કાયની, કઈ પણ ચીજથી હાથ ખરડેલો હોય તો નલેવુ અથવા અજન ધાતુ તથા નીમક (મીઠુ) વિગેરેથી હાથ ખરડાયલા

હોય તો તેના હાથનુ પણ લેવુ નકલપે (આ પ્રાય અચિત્ત વસ્તુ છે)

गेरुअवन्निअसेढिअसोरट्ठिअपिट्ठकुक्कुसकए य ।

उक्किट्ठमसंसट्ठे, संसट्ठे चेव बोद्धव्वे ॥२४॥

પીળી માટી ધોળી માટી સોનાગેરૂ ફટકડી ચોખાનો આટો તથા કુસકી તથાકાલીંગડ તડબુચ તુમડુ વિગેરે મોટા ફલનુ શાક કરતા અથવા ચટણી બનાવતા ખરડાએલા હાથે અથવા નખરડાએલા હાથે વોહોરાવેતો સાધુએ લેવુ કે નહી (સૂત્રમા ઉત્કૃષ્ઠ શબ્દ છે તે મોટા ફલના માટે છે) તેની વિધિ આગળ કહે છે

असंसट्ठेण हत्थेण, दव्वीए भायणेण वा ।

दिज्जमाणं न इच्छिज्जा, पच्छाकम्मं जहिंभवे॥२५॥

હવે ગૃહસ્થના હાથ પૂર્વે નખરડેલા હોય અથવા કડછી વિગેરે વાસણ પૂર્વે નખરડેલા હોયતો સાધુએ નલેવુ કારણકે ગૃહસ્થ સાધુના માટે હાથ ખરડીને કાચા પાણીએ ધોશે તેથી નલેવુ (માટે બને ત્યા સુધી ગૃહસ્થ જમવા બેઠા હોય તેવા સમયે જવુ અથવા ગૃહસ્થ સાધુ નિમિત્તે કાચા પાણીથી હાથ ન ધુવે તેવુ હોયતો લેવુ)

संसट्ठेण य हत्थेण, दव्वीए भायणेण वा ।

दिज्जमाणं पडिच्छिज्जा, जंतत्थेसणियं भवे॥२६॥

પણ હાથ અચિત્ત વસ્તુથી ખરડેલા હોય અને તે નિદ નિદ પદાર્થ નહોય તો દાન આપવાની વસ્તુ અચિત્ત હોયતો સાધુએ લેવી આ બાબતમા વૃદ્ધ સપ્રદાય આ પ્રમાણે છે કે ખરડાએલા હાથ, ખરડાએલુ વાસણ, તથા વધેલુ થોડુ દ્રવ્ય હોય એવુ સાધુને લેવુ ઉત્તમ છે એટલે બાઇ જે આપનાર હોય, તેણે પોતાના ઘરમાટે હાથ ખરડયા હોય, તથા વાસણ ખરડયુ હોય અને તે વાસણમા વોહરાવ્યો પછી થોડી વસ્તુ રહી હોય તેમ વોહરવુ પણ તેમ નહોય તો સાધુએ વોહરાવવા ના વાસણમાથી બધુ નલેવુ, થોડુ પણ રહેવા દેવુ, કે સાધુ માટે વાસણ ધોવાનો દોષ નલાગે,

दुण्हं तु भुंजमाणाण, एगो तत्थ निमंतए।
दिज्जमाण न इच्छिज्जा, छंदं से पडिलेहए ॥३७॥

બે માણસ સ્નેહના ભાગીદ છે તે જમવાબેઠા છે, તેમા એક માણસ સાધુને આપવા બોલાવે તો સાધુએ તે વસ્તુ લેવી નહી પણ બીજાની દ્રષ્ટિ તથા શરીરના વિકારથી જાણેકે તે આપવા ઈચ્છેછે કે નહી જો તેની સ્નેહાલ દ્દષ્ટિ હોયતો લેવી

दुण्हं तु भुंजमाणाणं, दोऽवि तत्थ निमंतए।
दिज्जमाण पडिच्छिज्जा, जं तत्थेसणियं भवे॥३८॥

બે માણસ જમવા બેઠા હોય અને બન્ને આમ ત્રણ કરે તો અચિત્ત વસ્તુ હોય તો લેવી કલ્પે ભૂજ ધાતુ ભોગવવાના

તેપીતા રડે અથવા નરડે તોપણ નલેવુ અથવા નપીતોહોયને રડે તોપણુ તેને છોડે તો પણુ નલેવુ જો નરડેતો લે, આ બધાનુ કારણુ શિષ્ય પૂછેછેકે શામાટે નલેવુ ઉત્તર-તે બાળકને જમીનપર મૂકતા અને ખરડાએલા હાથે પાછો લેના અસ્થિર પણાથી લેતાં બાળકને દુ:ખ થાય અથવા બિલાડી નાના અસમર્થ બાળકને માસનો લોચો ગણી ઉપાડી પણ જાય તેનો દોષ સાધુને લાગે,

त भवे भत्तपाणं तु, संजयाण अकप्पिअं ।
दिंतिअ पडिआइक्खे, न मे कप्पइ तारिसं ॥४३॥

માટે ઉપર બતાવેલા દોષોને સમજી સાધુએ ત્યા આહાર પાણી બાઈ આપતી હોય તો પણ બાળકવાળી બાઈ પાસેથી ન લેવુ અને કહેવુ કે અમને તેવુ ન કલ્પે

जं भवे भत्तपाणं तु, कप्पाकप्पंमि संकिअं ।
दितिअं पडिआइक्खे, न मे कप्पइ तारिसं ॥४४

આ બધી શીખામણુ આપીને આચાર્ય મહારાજ કહે છે કે સાધુઓએ વિચાર કરીને કોઈપણુ જીવને પીડા ન થાય તેવી રીતે યોગ્ય આહાર હોય તો લેવો, પણુ લેવા યોગ્ય ન હોય તથા આ સાધુના માટે બનાવ્યુ છે, એવી શકા પણુ પડે તો કહેવુ કે અમને આ લેવુ ન કલ્પે

दगवारेण पिहिअं, नीसाए पीढएण वा
लोढेण वावि लेवेण, सिलेसेणवि केणइ ॥४५॥

આપવાની વસ્તુ જે વાસણમા હોય, તેના ઉપર કાચા પાણીનો ઘડો મુકયો હોય અથવા પીસવાના પથરથી ઢાકેલુ હોય, અથવા મોટુ પાટીયુ હોય, અથવા વાટવાનો પથરો હોય, અથવા માટીના લેપ વડે તે વાસણ મજબુત કરેલુ હોય અથવા લાખથી અથવા બીજા કોઇપણ પદાર્થથી બધ કરેલુ હોય તો તેમાથી ન લેવુ

तं च उब्भिदिआ दिज्जा, समणट्ठाए व दावए ।
दिंतिअं पडिआइक्खे, न मे कप्पइ तारिसं॥४६॥

તે વાસણને ખોલીને અથવા ઉપર બનાવેલી વસ્તુ મુકેલી હોય તો તે બાઇ આપે તે પણ લેવુ ન કલ્પે (તેમા દોષ આ પ્રમાણે છે કાચા પાણીના ઘડાથી પાણીના જીવોને દુઃખ થાય, તથા ભારે વસ્તુ ખસેડતા બાઇનો હાથ પગ ભાગે તથા લેપ કરેલી વસ્તુ ઉખેડતા, પાછી ચોટાડતા સાધુને ક્રિયા લાગે માટે તે ન લે પણ ગ્રહસ્થે પોતાના માટે પૂર્વે વાસણ ઉઘાડયુ હોય તો લેવુ કલ્પે।

असणं पाणगं वावि, खाइमं साइमं तहा ।
जं जणिज्ज सुणिज्जा वा दाणट्ठा पगडंइमं॥४७॥

અશન (ભાત વિગેરે) પાનક. (પીવાના પદાર્થ) ખાદ્ય (લાડુ વિગેરે) અને સ્વાદ્ય (બાળ હરડે વિગેરે) અથવા ખારો અજમો વિગેરે છે તે પદાર્થ કોઇ આપે, પણ એમ જાણે કે આ દાન આપવા માટે બનાવ્યા છે તે ન લે

तारिसं भत्तपाणं तु, संजयाण अकप्पिअं ।
दिंतिअं पडिआइक्खे, न मे कप्पइ तारिसं ॥४८॥

આવુ ખાન પાન વિગેરે સાધુઓને લેવુ અયોગ્ય છે માટે આપનાર બાઈને કહેવુ કે અમને તેવુ લેવુ ન ઘટે

असणं पाणगं वावि खाइमं साइमं तहा।
जं जाणिज्ज सुणिज्जा वा, पुण्णट्ठा पगडं इमं ।४९।

એજ પ્રમાણે ચારે પ્રકારનો આહાર, અશન, પાન, ખાદિમ, સ્વાદિમ, પોતે જાણે અથવા સાંભળે કે, આ પૂન્યના માટે કરેલ છે, તો સાધુઓને તેમાથી લેવુ ન કલ્પે પ્રશ્ન જો આમ હોય તો ઉત્તમ કુળોમા, મોટા ઘરોમા આહાર લેવા ન જવુ, કારણ કે ત્યા પૂન્યના માટેજ રસોઈ કરવામા આવે છે, કારણ કે મોટા પુરૂષો પિતૃકર્મ (શ્રાધ) વિગેરેની રસોઈ સિવાય તુચ્છ માણસની માફક થોડી રસોઇ બનાવતા નથી પણ સંત પુરૂષોને આપવા નિમિત્તેજ વધારે રસોઈ બનાવે છે આચાર્યનો ઉત્તર, અમારો અભિપ્રાય તમે જાણ્યો નથી

અમારૂ કહેવુ એમ છે કે પોતાને ખાવા જેટલુ રાખી બાકી દેવા યોગ્યજ પુન્યાર્થે કાઢી મૂકયુ હોયને આપેતો તે નહેવુ પણ પોતાના નોકરોને ખાવાજોગ તથા ઉચિત પ્રમાણ કરી બીજા ઓને પણ ઇચ્છાનુસાર આપે એવી સુબુદ્ધિથી ગૃહસ્થ લોક વધારે રાંધે (પાંચ પરોણા આવે તોપણ નજો) તેવામાંથી સાધુને લેવાનો નિષેધ નથી, આવચનથી નહેવા એ । દાનનો અભાવછે ઉલટુ દેવાયોગ કાઢી લીધેલામા ઇચ્છાનુસાર દાનનો સ્વિકાર થાયનહી કોઈ પણ દાનમા ઇચ્છા પ્રમાણે દનનો સ્વિકારછે તેવા વહેવાર દેખાય છે અને આવુ નદેખાય તેનોજ નિષેધ છે કારણકે આરંભનો દોષ તેમા લાગે છે પણ ઇચ્છાનુસાર દાન આપવામા પણ તેના અજાનમા આરંભની પ્રવૃત્તિ થાય પણ તેના માટે સાધુને આરંભનો દોષ નલાગે અને તે પ્રમાણે સુતક વિગેરેમા તેની માફક બધાને દાન આપતા નથી તોપણ ઉત્તમ પુરૂષો ઉદાર અભિપ્રાયથી વધારે રસોઇ બનાવેછે, કરવા યોગ્ય અનુષ્ટાન કરવાથી અને તે પ્રમાણે ગ્રહણ કરવાથી સાધુને દોષ નથી (આખાનો સાર એછેકે ગૃહસ્થો ઘરના' માટે નોકર માટે કે પરોણા માટે ચાહે તેટલી રસોઇ ઉદાર વૃતિથી બનાવે તેમાથી સાધુ લેનો દોષ નથી, પણ પુન્ય નિમિત્તે જુદુ બનાવે તો તેમાંથી લેવાનો સાધુને દોષ છે)

આ અષ્ટક નમનિકા માત્ર પ્રયાસનુ કરાછે (જેવા અભિપ્રાય છે તે પ્રમાણે કૃત્યનુ કરાછે)

तं भवे भत्तपाणं तु, संजयाण अकप्पिअं।
दिंतिअं पडिआइक्खे, न मे कप्पइ तारिसं॥५०॥

પૂન્યાર્થે ઉપર બતાવેલો આહાર કોઇ આપેતો કહેવુ કે અમને તે લેવો ઉચિત નથી

असणं पाणगं वावि, खाइमं साइमं तहा।
जं जाणिज्ज सुणिज्जा वा, वणिमट्ठा पगडं इमं॥५१॥

આગાથામા વનિપક એટલે કૃપણ તેના માટે બનાવ્યુ હોય

तं भवे भत्तपाण तु, संजयाण अकप्पिअं।
दिंतिअं पडिआइक्खे, न मे कप्पइ तारिसं॥५२॥

તો સાધુએ કહેવુ કે અમોને લેવુ' ઉચિત નથી

असण पाणगं वावि, खाइमं साइमं तहा।
जं जाणिज्ज सुणिज्जा वा, समणट्ठा पगडं इमं॥५३॥
त भवे भत्तपाणं तु, संजयाण अकप्पिअं।
दिंतिअं पडिआइक्खे, न मे कप्पइ तारिसं॥५४॥

તે પ્રમાણે એમ જાણેકે આભવેકે બૌદ્ધના સાધુઓના માટેજ રસોઈ બનાવેલીછે તે આપે તોપણ કહેવુ કે અમને લેવુ

ઉચિત નથી (જો સાધુ લેતો ઔદ્દના સાધુઓને ઇર્ષા ઉત્પન્ન થાય તથા શ્રાવકોને કહેકે તમારા સાધુઓને શા માટે તમો આપતા નથી એમ કહી અપમાન કરે)

उद्देसिअं कीअगडं, पूइकम्मं च आहडं ।
अज्झोअर पामिच्च, मीसजायं विवज्जए ॥५५॥

હવે ખાસ સાધુઓના માટેજ બનાવ્યુ હોય તે ઓદ્દેશિક લેવુ નઘટે, તથા સાધુના માટે વેચાતુ લાવીને આપે તો તે નકલ્પે તથા પોતાના માટે ગ્રહસ્થે બનાવ્યુ હોય તેમા સાધુ નિમિત્ત બનાવેલો આહાર ભેળવેતો તે પૂતિ કર્મ દોષ કહેવાય તે લેવુ નઘટે, તથા બહારગામથી અથવા પગામાથી સાધુ નિમિત્તે સામે લાવીને આપે તો તે આહૃત દોષ છે, તથા પોતાના માટે રસોઇ કરી હોય તેમા સાધુ આવેલા જાણીને સાધુ માટે થોડુ વધારે રાધે તો અધ્યવ પૂરક દોષ લાગે, તથા પ્રામિત્ય એટલે સાધુમાટે બીજાનુ લુટીને આપે તે છે, અને સાધુ તથા ગ્રહસ્થ એ બન્નેનુ પહેલેથીજ રંધાય તે મિશ્ર દોષ આપ્રમાણે જે દોષિત આહાર હોય તે સાધુને લેવા નકલ્પે

उग्गमं से अ पुच्छिज्जा, कस्सट्ठा केण वा कडं? ।
सुच्चा निस्संकिअं सुद्धं, पडिगाहिज्ज संजए॥५६॥

હવે સંશય દૂર કરવા કહેછે ગ્રહસ્થને ત્યા આહાર લેતા શંકાપડે કે આ સાધુના માટે બનાવ્યુ છે તો તેના માલીકને

અથવા નોકરને પૂછવુ કે આ કોના માટે બનાવ્યું છે અને પૂછવાથી ખાત્રી થાય કે સાધુ માટે નથી પણ બીજા માણસો અથવા તેમને માટે છે તો શુદ્ધ બુદ્ધિથી વિચારીને લેવુ પણ વિચાર કર્યા વિના લે, તો દોષ લાગે

असणं पाणगं वावि, खाइमं साइमं तहा ।
पुप्फेसु हुज्ज उम्मीसं, बीएसु हरिएसु वा ॥५७॥
तं भवे भत्तपाणं तु, संजयाण अकप्पिअं ।
दिंतिअं पडिआइक्खे, न मे कप्पइ तारिसं ॥५८॥

ખાવા પીવા વિગેરેની વસ્તુમા જાઇ પાટલ વિગેરેના ફુલ હોય અથવા બીજ હોય અથવા હરિત (શાક વિગેરે હોય તો સાધુને લેવુ નઘટે આપે તો કહેવુ કે અમારે ઉચિત નથી,

असणं पाणगं वावि, खाइमं साइमं तहा ।
उदगंमि हुज्ज निक्खित्तं, उत्तिंगपणगेसु वा ॥५९॥
तं भवे भत्तपाणं तु, संजयाण अकप्पिअं ।
दिंतिअं पडिआइक्खे, न मे कप्पइ तारिसं ॥६०॥

તે પ્રમાણે આહારમા કાચુ પાણી નેટે હોય અથવા ઉત્તિગ (કીડીનુ દર કીડીઆરૂ) હોય અથવા પનક (લીલ

આઝેલી) હોય તેમા આહાર પડયો હોય તો તે આહાર નલેવો પાણીમા મુકેલુ એ પ્રકારે છે (૧) એકતો તદન જોડે જેમકે પાણીમા ખાવાની વસ્તુ મુકી હોય (૨) અને એક આતરે હોય જેમકે પાણીના ઘડા ઉપર દહીનુ વાસણુ મુકેલુ હોય તે પ્રમાણે ઉતિગ અને પનકમા પણ સમજી લેવુ ઉપર કહેલો આહાર આપેતો સાધુ ને લેવો નઘટે પણ કહેવુ કે અમને આ ઉચિત નથી,

असणं पाणगं वावि, खाइमं साइमं तहा ।
तडम्मि हुज्ज निक्खित्तं, तं च सघट्टिआ यए॥६१॥
तं भवे भत्तपाणं तु, संजयाण अकप्पिअं ।
दितिअ पडिआइक्खे, न मे कप्पइ तारिसं॥६२॥

ઉપર પ્રમાણે કોઈ વસ્તુ અગ્નિમા લાગુ હોય અને અગ્નિને અટકીને આપેતો લેવુ નઘટે અને કહેવુ કે તે ઉચિત નથી

एव उस्सक्किया, ओसक्किया, उज्जालिआ,
पज्जालिआ, निव्वाविया, उस्सिंचिया,
निस्सिंचिया, उववत्तिया, ओयारिया दए॥६३॥
तं भवे भत्तपाणं तु, संजयाणं अकप्पिअं।
दितिअं पडिआइक्खे, न मे कप्पइ तारिसं॥६४॥

એજ પ્રમાણે અગ્નિ ન બૂઝાય માટે ફૂંક મારીને વેહોરાવે અથવા ઘણુ બળીનજાય માટે અગારા ખસેડીને વેહોરાવે અથવા વધારે બળતુ કરવા લાકડાં ઉમેરીને વેહોરાવે, અથવા વારેવારે લાકડા નાખતા વેહોરાવે અથવા બળવાના ભયથી અગ્નિ બૂઝાવીને વેહોરાવે એજ પ્રમાણે અગ્નિને દુ'ખ દઇને વેહોરાવે તો લેવુ નકલ્પે તથા ઘણા'ભરેલા વાસણમાથી ઉભરાવાના ભયથી અથવા ઓસામણ વિગેરે દાન આપવાના માટે થોડુ કાઢીને અથવા દાન આપવા માટે બીજાવાસણમા કાઢીને વેહોરાવે અથવા નિચે ઉતારીને અગ્નિને પાણી છાંટીને અથવા અગ્નિ ઉપર મુકેલા વાસણને આમતેમ કરીને વાસણમાથી વેહોરાવે આબધી ક્રિયા સાધુ માટે થતી હોયતો સાધુઓને તે લેવુ અયોગ્ય છે અને આપે તો કહેકે અમને લેવુ નથી ઘટતુ (આમા અગ્નિના જીવને દુ ખ થાય તથા આઇને લેતા સુકતા ભય રહે માટે નલેવુ પણ ગ્રહસ્થને પોતાના માટે ક્રિયા થઇ ગઇ હોય તો લેવાને અડચણ નથી.)

हुज्ज कट्टं सिलं वावि, इट्टालं वावि एगया ।

ठविअं संकमट्ठाए, तं च होज्ज चलाचलं ॥६५॥

ગોચરી વિગેરેમા સાધુ ગયો હોય ત્યા લોકોએ પાણીમા ચાલનારને પગ નમૂકવો પડે માટે લાકડુ પથરો ઈંટાળા ગોઠવ્યાં હોય તે પ્રાયે ચલાય માન હોયછે.

**ण तेण भिक्खू गच्छिज्जा, दिट्ठो तत्थ असंजमो।**
**गंभीर झुसिरं चेव, सव्विंदिअसमाहिए ॥६६॥**

त्यां साधु तेना उपर पग मूकीने नजाय कारणके त्यां प्रभुए ज्ञानथी असंयम जोयो छे तथा गंभीर एटले तेमां प्रकाश नपडे, तथा पोलु होय तेथी सर्व इंद्रियोने समाधिमां राखीने रागद्वेष त्यागीने बीजे रस्ते उतरे अने सारो रस्तो बीजो नहोय तो पाणीमां पग मूकी उतरे (जो तेम नकरेतो पोतानो पग खसतां हाडका भागे, तथा पथरा नीचे सूक्ष्म जंतु होयते दबावाथी पीडा पामे)

**निस्सेणिं फलगं पीढं, उस्सवित्ता णमारुहे ।**
**मंचं कीलं च पासायं, समणट्ठा एव दावए॥६७॥**

चढवानामाटे निसरणी अथवा पाटीउं (खोखु) गोठवीने बाई मेडा उपर चडे अथवा माचा उपर, खीला उपर, पग मूकीने कोई वस्तु लावीने बाई आपे

**दुरूहमाणी पवडिज्जा, हत्थं पायं व लूसए ।**
**पुढविजीवे विहिंसिज्जा, जे अ तन्निस्सिया जगे॥६८॥**

तो चढनारी बाई अथवा भाई पडीजाय तेनो हाथ पग भागीजाय अथवा नीचे पृथ्वीकाय तथा त्यां रहेला जीवोने पीडा थाय.

एआरिसे महादोसे, जाणिऊण महेसिणो ।
तम्हा मालोहडं भिक्खं, न पडिगिण्हंति संजया।६९।

આ પ્રમાણે ઉપર કહેવા મહાન દોષોને જાણીને ઉત્તમ સાધુઓ મેડા ઉપરથી લાવેલી ગોચરી લેતા નથી જો નીસરણી પગથીયા જેવી (મજબુત જડેલી હોય તો સાધુ ઉપર જઇને લે પણ ખસીજાય તેવી હોય તો સાધુએ પણ ઉપર જઇને નલેવુ) મૂળ સૂત્રમા હદી માલોહડ પાઠાન્તર છે ત્યા એવો અર્થ લેવોકે આવી ગોચરી લેવી નકલ્પે

कंदं मूलं पलंव वा, आमं छिन्नं व सन्निरं ।
तुंवागं सिगवेरं च, आमगं परिवज्जए ॥७०॥

ગોચરીમા કદ સુરણ વિગેરે મૂળ, વિદારીકા (ભોયસીંગ) વિગેરે કુમ (ફળનુ ફુમખુ) કાચુ અથવા છેદેલુ હોય તેવુ શાક પાદડા તથા તુમડુ આદુ જો સચિત્ત હોય તો સાધુને લેવુ નકલ્પે

तहेव सत्तुचुन्नाइं, कोलचुन्नाइं आवणे ।
सक्कुलिं फाणिअं पूअं, अन्नं वावि तहाविह ॥७१॥
विक्कायमाणं पसढं, रएणं परिफासिअं ।
दितिअं पडिआइक्खे, न मे कप्पइ तारिसं॥७२॥

સન્તુચુરણ (જવ ચણાને શેકીને બનાવેલો આટો) તથા બોરના આટો (બોરકુટ) તથા તલપાપડી ગોળરાબડી (પિત અથવા શીરો પૂય (આટાની બાટી) તથા લાડુ વિગેરે દુકાનમા વેચવાને માટે રાખેલા હોય તે ઘણા દીવસ પડી રહેવાથી વાસી હોય તથા રેતી ઉડવાથી ધૂળવાળા હોય આવી ચીજ કોઇ વેહોરાવેતો સાધુએ લેવી નહી, અને કેહેવુ કે અમોને કલપે નહી.

वहुअट्ठियं पुग्गलं. अणिमिसं वा वहुकंटयं ।
अच्छियं तिदुयं विल्लं, उच्छुखंडं व सिंवलि ॥७३॥

ઘણા ઠળીયા વાળુ સીતાફળ હોય અથવા કાટા વાળુ અનનાસ ફળ હોય અથવા અસ્થિક અથવા ટીમરૂનુ (ટીમરવા) ફળ બીલીનુ ફળ હોય અથવા શેરડીનો કટકો હોય અથવા વાલની પાપડી હોય

अप्पे सिआ भोअणज्जाए, वहुउज्झियधम्मियं ।
दिंतिअं पडिआइक्खे, न मे कप्पइ तारिसं॥७४॥

જે આ કાચા હોય તો સચિત્તનો દોષ લાગે તથા અચિત્ત હોય તોપણ ખાવા કરતા ફેકી દેવાનુ ઘણુ હોવાથી તથા પછવાડે માખીઓ કીડીઓને પીડા કારક હોવાથી લેવુ નકલપે આપનારને સમજાવવુ કે અમને આ લેવુ યોગ્ય નથી

तहेवुच्चावयं पाणं, अदुवा वारधोअणं ।
संसेइमं चाउलोदगं, अहुणाधोअं विवज्जए॥७५॥

हुवे गोचरीमा पाणी उचु अने नीचु ते द्राक्ष विगेरेनु उचु तथा परनारनु पाणी नीचु अथवा गोळना घडानु धोवण तथा सस्वेदज (लोटनु धोवण) तथा चोखानु धोवण ते तुरतनु होय तो लेवु न कल्पे पण ते लेवानी विधि कहेछे

जं जाणेज्ज चिराधोयं, मईए दंसणेण वा।
पडिपुच्छिऊण सुच्चा वा जं च निस्संकिअं भवे॥७६॥

घणा वखतनु धोवण होय ते, बुद्धिथी अथवा जोवाथी समजाय तो गृहस्थने पूछी जुए, अने नक्की करीने अचित्त जाणीने ले, एटले तेमा परपोटा उठता बेसी गया होय, ते ले. आ विधि पिंड निर्युक्तिमा छे

अजीव परिणय नच्चा, पडिगाहिज्ज संजए।
अह संकिय भविज्जा, आसाइत्ताण रोअए॥७७॥

उनु पाणी बरोबर त्रण उकाळाथी उकळेलु होय तेने बुधि तथा देखवाथी जाणे के आ साधुने लेवा योग्य छे, अने देहने उपकारक छे, ते जाणे अने शंका पडे तो थोडु लइ चाखी जुवे, खात्री थयेथी लेवा जेवु होय तो ले।

थोवमासायणट्ठाए, हत्थगंमि दलाहि मे।
मा मे अच्चंबिलं पूअं, नालं तण्ह विणित्तए॥७८॥

આપનાર બાઇને કહેવુ-કે મને થોડુ હાથમા આપો હુ ચાખી જોઉ જો યોગ્ય હશે તો લઇશ પણ તે ઘણુ ખાટુ હોય અથવા ગધ મોરતુ હોય તો તેનાથી તરસ છીપે નહી

तं च अच्चंबिल पूय, नाल तण्ह विणित्तए ।
दिंतिअं पडिआइक्खे, न मे कप्पइ तारिस ॥७९॥

તેવુ ખાટુ ગધાતુ પાણી, તરમ મટાડવા કામ ન લાગે માટે આપનારને નિષેધ કરી કહેવુ કે અમને યોગ્ય નથી

त च होज्ज अकामेण, विमणेणं पडिच्छिअ ।
त अप्पणा न पिवे, नोंवि अन्नस्स दावए ॥८०॥

કર્મ સજોગે ઇચ્છા નહી છતા તેણે આપી દીધુ અથવા ભૂલથી સાધુએ લઈ લીધુ તોપણ પોતે પીવુ નહી, તેમ બીજા સાધુને પીવા આપવુ નહી

एगंतंमवक्कमित्ता, अचित्त पडिलेहिआ ।
जय परिट्ठविज्जा, परिट्ठप्प पडिक्कमे ॥ ८१ ॥

એ પાણી લઈને જયા એકાત અને જીવરહિત જગ્યા અથવા નિભાડો હોય ત્યા જગ્યાને પુછીને યતનાથી ઢોળી પાછા આવવુ

सिआ अ गोयरग्गगओ,इच्छिज्जापरिभुत्तुअं(भुजिउं)
कुट्टग भित्तिमूल वा, पडिलेहित्ताण फासुअं ॥८२॥

अणुन्नवित्तु मेहावी, पडिच्छन्नमि संवुडे ।
हत्थगं संपमज्जित्ता, तत्थ भुंजिज्ज संजए ॥८३॥

સાધુ બીજે ગામ અથવા દૂર ગોચરી ગયો હોય અને કદાચ ભુખ અથવા તરસ લાગી, અને રસ્તામા સાધુને રહેવા યોગ્ય સ્થાન ન મળે તો શુન્ય, મઠ વિગેરે હોય, અથવા કોઈ ઘરની ભીત હોય તો બાજુની જગ્યા આખથી નિર્જીવ જોઈ ઓઘાથી પૂજીને તે મકાનના માલીકની વિશ્રાંતી લેવાને રજા લઈને બુધ્ધિમાન સાધુ એકાતમા ઉપર ઢાકેલુ હોય ત્યા ઈર્યા પ્રતિક્રમણ કરીને મુહપત્તિથી કાયાને પુજીને રાગદ્વેષ દૂર કરીને પોતે ખાય

तत्थ से भुंजमाणस्स, अट्ठिअं कंटओ सिआ ।
तणकट्ठसक्कर वावि, अन्नं वावि तहाविहं ॥८४॥

ત્યા ખાતા ઠળીઓ અથવા કાટો હોય અથવા તણખલુ છોડીઉ અથવા કાકરો હોય અથવા તેવુ બીજુ કઇ હોય

तं उक्खिवित्तु न निक्खिवे, आसएण न छड्डए ।
हत्थेण तं गहेऊण, एगंतमवक्कमे ॥ ८५ ॥

एगंतमवक्कमित्ता, अचित्तं पडिलेहिआ ।
जयं परिट्ठविज्जा, परिट्ठप्प पडिक्कमे ॥ ८६ ॥

તે હાજીને હાથથી ફેંકવુ નહી તેમ મોઢથી ફેંકવુ નહી, પણ હાથમા લઇને એકાતમા જઇને અચિત્ત જગ્યાને જોઇ યતનાથી મુકીને પાછો આવે

सिआ य भिक्खू इच्छिज्जा, सिज्जमागम्म भुत्तुअं।
सपिंडपायमागम्म, उडुअ पडिलेहिआ ॥ ८७॥

પોતાના મકાનમા ગોચરીની વિધિ કહે છે ભૂખ વિગેરે ન હોય તો સાધુ પોતાના મકાનમા આહાર સાથે આવે અને ત્યા બહારજ શુદ્ધ જગ્યા જોઇ બરાબર આહાર તપાસી લે

विणएण पविसित्ता, सगासे गुरुणो मुणी।
इरियावहियमायाय, आगओ अ पडिक्कमे॥ ८८॥

પછી નૈષેધિ કહી વિનયથી એટલે માથુ નમાવી 'નમો ખમા સમણાણુ' બોલીને પ્રવેશ કરે અને ગુરૂ મહારાજ પાસે આવીને આજ્ઞા લઇ ઇરિયા વહીયાનો કાયોત્સર્ગ કરે

आभोइत्ताण नीसेसं, अईआर जहक्कमं।
गमणागमणे चेव, भत्तपाणे व संजए ॥८९॥

કાયોત્સર્ગની અંદર પોતાની ગોચરીમા લાગેલા દોષોને યાદ કરીને અનુક્રમે ગુરૂ આગળ કહેવાને ચિંતવે જતા આવતા તથા ગોચરી, પાણી લેતા જે ભૂલો થઇ હોય તેને સાધુ કાયોત્સર્ગમા રહી હૃદયમા સ્થાપે

उज्जुप्पन्नो अणुव्विग्गो, अव्वक्खित्तेण चेअसा।
आलोए गुरुसगासे, जं जहा गहिअं भवे ॥९०॥

સરળ બુદ્ધિવાળો ભૂખ વિગેરેનો વિજય કરી બીજામાં લક્ષ ન રાખીને જે જે બન્યુ હોય તે ગુરૂ આગળ કહી બતાવે કે મે આ પ્રમાણે ખાવા પીવાની વસ્તુ, અમુક, બાઇ, ભાઇ પાસેથી અમુક રીતીએ જેમ ગ્રહણ કરી હોય તેમ કહી બતાવે કે મે ફલાણી બાઈ હાથ ધોતી હતી તેની પાસેથી લીધુ છે

न सम्ममालोइअं हुज्जा, पुव्विं पच्छा व जं कडं।
पुणो पडिक्कमे तस्स, वोसट्ठो चिंतए इमं ॥९१॥

વખતે કોઈ સૂક્ષ્મ દોષ અજાણપણાથી, અથવા વિસરી જવાથી રહ્યા હોય ગૃહસ્થ બાઈએ પહેલા કે પછી સાધુ નિમિતે હાથ વિગેરે કાચા પાણીથી ધોયા હોય તે ફરીથી ગુરૂ આગળ કહી બતાવે તે તદ્દન સૂક્ષ્મ દોષ હોય તે ગુરૂની આજ્ઞા લઈ 'ઇચ્છામિ પડીકકમિઉ' ગોઅરચરિઆએ પાઠ વિગેરે તુ સૂત્ર બોલી જવુ, અને પછી કાર્યોત્સર્ગમા રહે પછીની ગાથા ચિંતવવી

अहो जिणेहिं असावज्जा, वित्ती साहूण देसिआ।
मुक्खसाहणहेउस्स, साहुदेहस्स धारणा ॥९२॥

અહો તીર્થંકર પ્રભુએ નિર્દોષ સાધુની વૃત્તિ મોક્ષ સાધવાના હેતુ જે સમ્યગ્દર્શન, જ્ઞાન ચારિત્ર સાધન છે તે સાધુના દેહને ધારણ કરવા માટે બતાવેલા છે

णमुक्कारेण पारित्ता, करित्ता जिणसंथव ।
सज्झाय पट्ठवित्ता ण, वीसमेज्ज ग्वण मुणी॥९३॥

પછી 'નમોઅરિહંતાણ પદ કહી જીનેશ્વરનું સ્તવન 'લોગસ્સુજ્જો અગરે પુરો પાઠ મોઢેથી ભણે અને જે પુર્વે સ્વાધ્યાય (સૂત્ર ભણવું) ન કર્યો હોય તો મંડળીની ઇચ્છાવાળો તેજ કરે, અને બીજા સોબતી સાધુ આવે ત્યા સુધી રાહ જોઈ ભણે જે કોઇ તપસ્વિ વિગેરે આવ્યો હોય તો તે મુનિ પણ વિશ્રાંતિ લે

वीममतो इम चिते, हियमट्ठ लाभमस्सिओ ।
जइ मे अणुग्गह कुज्जा, साहू हुज्जामि तारिओ॥९४॥

વિશ્રાતી લેતો મુનિ આ પ્રમાણે ચિંતવે, કલ્યાણને કરનાર હિતકારી, મને લાભ આપનારૂ આ કાર્ય છે કે મારા લાવેલા નિર્દોષ આહારમાથી બીજા સાધુઓ, મારા ઉપર કૃપા કરીને પોતાનુ ઇચ્છીત લે તો હુ અશુભ કર્મની નિર્જરા વિગેરેથી ભવસમુદ્રથી તરીશ

साहवो तो चिअत्तेण, निमतिज्ज जहक्कम ।
जइ तत्थ केइ इच्छिज्जा, तेहि सद्धि तु भुजए॥९५॥

એ પ્રમાણે વિચારીને યોગ્ય વખતે પ્રથમ આચાર્યને આમંત્રણ કરે, જો તેઓ લે તો ઘણું સારૂ, નહી તો તેમને પ્રાર્થના કરે કે, જેને જોઇએ તેને આપ આપો, જો તેઓ આપે તો ઠીક, અને એમ કહે કે તુ આપ, તો અનુક્રમે ઉત્તમ ગુણોવાળા રત્નાધિકને આપે, અથવા પાઠાંતરમા બીજા આચાર્ય એમ કહે છે કે લેવાની યોગ્યતાવાલાના અપેક્ષા એ આપે, અથવા બાળક, સાધુ વિગેરેને પ્રાર્થના કરે, તેઓની ઇચ્છા પ્રમાણે તેઓ લે, નહિ તો તે ધર્મ બંધુઓ સાથે પોતે ગોચરી કરે

अह कोइ न इच्छिज्जा, तओ भुजिज्ज एक्कओ ।
आलोए भायणे साहू, जय अप्परिसाडियं॥९६॥

જો કોઇ ન લે તો રાગદ્વેષ રહિત થઇને પ્રકાશમા જઇ ખુલ્લા પાતરામા માખી વિગેરે જોઇને યતનાથી ઉપયોગ રાખી છાંટો ન પડવા દેતા પોતે ખાય

तित्तग व कडुअ व कसायं, अबिल व महुरं लवण वा।
एअलद्धमन्नत्थ पउत्त, महुघय व भुजिज्ज सजए।९७।

ભોજનની વિધિ કહે છે તીખુ, કડવુ, કસાએલુ ખાટુ મીઠુ, ખારૂ, જેવુ ખાનપાન હોય. તે સૂત્રમા કહ્યા પ્રમાણે વિધિથી ધરિમા તેલ લગાડે, તે ન્યાયે, મોક્ષના માટે જેમ કોઈ સાકર, ઘી સ્વાદથી જમે ખાય, તેમ પોતે ગમે તેવુ નિરસ

ભોજન હોય, તોપણ સ્વાદથી જમે, પણ શરીરનું રૂપ રંગ વધારવા ભોજન ન કરે એટલે હાબી દાઢમાથી જમણી દાઢમા પણ સ્વાદ લેવા કોળીઓ ન ખસેડે, છ રસની વસ્તુઓ, તીખું એલુંમ, વાલુક વિગેરે કડવું, આદુ ઓસામણ, કસાએલું વાલ વિગેરે છે, ખાટું, છાશ, મઠો વિગેરે મીઠું, દૂધ, સાકર છે, ખારૂ તે નિમક વિગેરે સાધુને યોગ્ય અચિત્ત હોય તે લે, પણ સ્વાદથી ન વાપરે

अरसं विरसं वावि, सूइअ वा असूइअं ।

उल्लं वा जइवा सुक्कं, मथुकुम्मासभोअणं ॥९८॥

અરસ એટલે હીંગ વિગેરેથી સ્વાદિષ્ટ ન કર્યું હોય તે, વિરસ એટલે સ્વાદ રહિત થઇ ગએલું સુચિત તે શાક યુક્ત, અથવા શાક વિગેરેથી રહિત તે અસુચિત, અથવા પાઠાંતરમા બીજા આચાર્ય કહે છે કે કહીને આપે, અથવા કહ્યા વગર આપે, તે સૂચિત, અસૂચિત છે, અથવા ઘણા શાકવાળું ભોજન તે આર્દ્ર છે, અથવા તદન શાક વિનાનું સુકું હોય અથવા મથુ એટલે બોરનો ચુરો, અથવા અડદ, અથવા ચોળા બાફેલા હોય

उप्पण्णं नाइहीलिज्जा, अप्पं वा बहु फासुअं ।

मुहालद्धं मुहाजीवी, भुंजिज्जा दोसवज्जिअं ॥९९॥

તે વિધિએ પ્રાપ્ત થાય તો તેને તુચ્છ ભોજન સમજી આપનારની અથવા ભોજનની નિંદા ન કરે, અથવા એમ ન

ચિંતવે કે આટલા થોડાથી મારૂ પેટ શુ ભરાશે, અથવા ઘણુ છે પણ ફેકી દેવા જેવુ છે, તે ખાધેથી શુ? ત્યારે કેવી રીતે ચિંતવે તે કહે છે કે આ લોકોનો મે કઈ પણ ઉપકાર કર્યો નથી છતા મને આપે છે તે સારૂ છે તે પ્રમાણે કઈ પણ ગ્રહસ્થને ઉપકાર કર્યા વિનાનુ જે ભોજન મલે તેવા ભોજનથી જીવવાનુ છે, તેથી તે દોષથી રહીત એટલે ભોજન કરતા જે પાચ દોષ લાગે છે તે સયોજના વિગેરે ન કરતા રાગદ્વેષરહિત ખાય બીજા આચાર્ય એમ કહે છે કે મૂલમા મુધા જીવી શબ્દ છે તેનો અર્થ આ છે કે સાધુએ પોતાની ઉત્તમ જાતી વિગેરે બતાવી ભોજન ન લેવુ

दुल्लहा उ मुहादाई, मुहाजीवीवि दुल्लहा ।
मुहादाई मुहाजीवी, दोऽवि गच्छंति सुग्गइं॥१००॥
ति बेमि । पिंडेसणाए पढमो उद्देसो समत्तो॥१॥

શાસ્ત્રકાર માહારાજ કહે છે કે આ પ્રમાણે કોઈ પણ જાતનો સ્વાર્થ રાખ્યા વિના દાન આપનારા વિરલા હોય છે તેમજ કોઈપણ જાતનો સ્વાર્થ રાખ્યા વિના ગોચરી લેનારા પણ વિરલા હોય છે આ બન્ને મોક્ષમા જાય છે કોઇ વખત તે ભવમા મોક્ષમા ન જાય તો એક ભવ દેવતાનો કરી મોક્ષમા જાય છે અહી ભાગવતની કથા કહે છે એક પરિવ્રાજક હતો, તે એક ભગતને ઘેર ગયો, અને કહ્યુ કે હુ તારે આશરે

ચોમાસુ રહીશ પણ રાખનારે કહ્યુ કે મારૂ તમારે કંઈ પણ કાર્ય ન કરવુ, આ સરતે રહો, પેલાએ તે કબુલ રાખ્યુ ભકત પણ તેને ઉચિત શય્યા ભોજન પાણી વિગેરે આપે છે. એક વખતે ભકતનો ઘોડો ચોરો ચોરી ગયો, પણ દહાડો ઉગી જવાથી તેમણે કાટાની જાળોમા મુકી દીધો સવારમા તે પરિવ્રાજક તળાવમા નાહાવા ગયો, તેણે ઘોડો દેખ્યો અને તેણે આવીને ભગતને કહ્યુ કે ઘોડો અમુક જગ્યાએ છે ત્યારે ભગતે કહ્યુ કે હવે તારી સેવા કરવાનુ ફળ મને અલ્પ મળશે, માટે તુ ચાલ્યો જા (ગ્રહસ્થની પીડામા લાગીને પડવુ ઉચિત નથી તેમણે તો ઈશ્વરના ધ્યાનમાજ લક્ષ રાખવાનુ છે) આ પ્રમાણે વિના લોભે દાન આપનાર થોડા છે હવે બીજુ દ્રષ્ટાંત કહે છે એક રાજા ધર્મની પરીક્ષા કરે છે, અને કહે છે કે એવો કયો ધર્મ છે જે સ્વાર્થ વિના ભોજન લે તેની પરીક્ષા માટે લાડવાનુ દાન આપવા નોકરોથી કહેવડાવ્યુ, તેથી ઘણા બાવા વિગેરે આવ્યા, ત્યારે રાજાએ પૂછ્યુ કે તમે શાથી ખાઓ છો કોઇએ કહ્યુ કે હુ તો મોઢેથી ખાઉ છુ, બાજાએ કહ્યુ કે પગોથી ખાઉ છુ ત્રીજાએ કહ્યુ કે હાથથી ખાઉ છુ ચોથો કહે હુ લોકોના ઉપર ઉપકાર કરીને ખઉ છુ ત્યારે એક નાનો સાધુ કહે છે કે હુ તો મફત ખાઉ છુ રાજાએ કહ્યુ કેવી રીતે? ત્યારે અનુક્રમે બોલ્યા હુ કથા કરૂ છુ હુ સદેશો લઈ જાઉ છુ હુ લેખ લખુ છુ, હુ ભીખ માગી

આઉ છુ આ પ્રમાણે બધાના ખુલાશા થયા છેવટે ગુરૂકે કહ્યુ કે હુ તો સસારનો વૈરાગ્ય થવાથી પરમાત્માનુ ધ્યાન કરૂ છુ, પણ કોઈનુ કશુ કામ કરતો નથી રાજાએ તેનો ધર્મ સાચો માનીને તેના ગુરૂ જે આચાર્ય હતા તેમની પાસે આવીને ધર્મ સાભળી વૈરાગ્ય પામી દિક્ષા લીધી આવા વૈરાગ્ય ધારી ભોજન કરનારા જગતમા વિરલા છે પિંડૈષણા અધ્યયનનો પહેલો ઉદ્દેશો સમાપ્ત થયો

## ५ मुं अध्ययन—त्रीजो उद्देशो ।

पडिग्गह सलिहित्ता ण, लेवमायाए सजए ।
दुगंध वा सुगंध वा, सव्व भुंजे न छड्डए ॥१॥

પહેલા ઉદ્દેશામા જે વાત ઉપયોગી કહેવાની રહી છે, તે આંઆમા કહે છે ગોચરી કરતા પાતરાને બરાબર ભોજન સ્હીત કરવુ, એટલે સુગધિ હોય અગર દુર્ગંધિ હોય તો પણ લેપ સ્હીત કરવુ, તેમા જરા પણ એઠુ છાડવુ નહી જો છાડે તો કીડા વિગેરે તેના ઉપર આવી મરી જાય, તેથી સયમનો ઘાત થાય માટે સાધુએ લેપ મર્યાદા વડે પાતરાને ચાટીને કે આગુડાવી ઘસીને સાફ કરવા

सेज्जा निसीहियाए, समावन्नो अ गोअरे ।
अयावयट्ठा भुच्चा णं, जइ तेणं न संथरे ॥२॥

શય્યા એટલે સુવાની જગ્યા તથા નૈષેધિકી એટલે ભણવાની જગ્યા, અથવા બીજો અર્થ આ છે કે શય્યા જ ખરાબ હોય, તો તે ન જવાય તો શય્યા તે નૈષેધિકી કહેવાય છે, તેમાં રહેલા સાધુને ગોચરીમાં પૂરો આહાર ન મળ્યો હોય અથવા તપસ્વી થોડું થોડું ખાતો હોય તો તેનાથી તેનો નિર્વાહ ન થાય અથવા માંદો હોય તો ઓછું ખાય તેથી બીજીવાર ભૂખ લાગે

तओ कारणमुप्पण्णे, भत्तपाण गवेसए ।
विहिणा पुव्वउत्तेण, इमेण उत्तरेण य ॥३॥

તો [illegible] ઉઠે [illegible] કારણ [illegible] સાધુ બીજીવાર પણ ગોચરી લાવા યોગ્ય [illegible] પ્રમાણે જાય

कालेण निक्खमे भिक्खू, कालेण य पडिक्कमे ।
अकालं च विवज्जित्ता, काले काल समायरे ॥४॥

જે કાળમાં ઉચિત હોય, એટલે જે સમયે ગૃહસ્થો જમવા બેઠા હોય તે સમયે ગોચરી લેવાને માટે સાધુ નીકળે અને ઉચિત કાળમાં ભણવાનું થાય તે સમયના પહેલાં આવી જાય કહ્યું છે કે ક્ષેત્ર કાળ અને પાત્ર (ગોચરી) તેઓને અનુકુળ ગોચરી જનારને આઠ ભાગા થાય છે (એટલે મર્યાદાથી દુર ગોચરી ન જવાય ખાવા દીવસ રહે, તેટલો કાળ હોવો

જોઇએ તેવે સમયે તેવું પાણ કરવું ) અકાળ છોડી દેવો એટલે જે કાળે ભણવાનું ન થાય, તે અકાળ કહેવાય તેમા ગોચરી જવુ બાકી બધું કાર્ય સમયે સમયે ઉચિત કરવાનું છે અથવા સર્વ યોગોનો સંગ્રહ કરવા કહે છે કે ભીક્ષા વખતે ભીક્ષા કરે, અને ભણવાના વખતે ભણવાનુ કરે કહ્યું છે કે, (જોગે જોગે જીણ સાસણ મિ ) ધર્મના જુદા જુદા વેપારો જૈન સાસનમા કહેલા છે

अकाले चरसी भिक्खू , कालं न पडिलेहसि ।
अप्पाणं च किलामेसि, सनिवेसं च गरिहसि॥५॥

અકાળમા જો ગોચરી જાય તો શુ થાય ? તે કહે છે અકાળે ગોચરી જતા કાળની ખબર ન રાખ્યાથી ગોચરી ન મળતા પોતે કહેશે કે નિર્ભાગી ગામમા, જ્યા ટટી જવાની જગ્યા છે ત્યા આહાર ક્યાથી મળશે ? આ પ્રમાણે પોતે ખેદ પામશે, અને ગામની નિંદા કરશે તેથી દીનતા પામીને ભગવાનની આજ્ઞા લોપશે

सइ काले चरे भिक्खू , कुज्जा पुरिसकारिअं ।
अलाभुत्ति न सोइज्जा, तवुत्ति अहिआसए॥६॥

એટલા માટે અકાળ તજીને કાળમા ભીક્ષા સમયે સાધુએ ગોચરી જવુ બીજા આચાર્ય કહે છે કે સ્મૃતિ કાળ એટલે જે

સમયમા ભિક્ષુકોને દેવા લોકો યાદ કરે, તે કાળે સાધુ જાય. જ્યાં સુધી પગમા શકિત હોય ત્યા સુધી બીજા ઉપર બોજારૂપ ન થતા પોતે ગોચરી જાય હવે ગોચરી જતા ન મળે તો સાધુએ શોક ન કરવો કારણ કે તેણે તો સુબુદ્ધિએ વીર્યાચાર ને પાળ્યો છે તેના માટે ગોચરી જવાનુ છે નહી કે આહાર લાવવાના માટે, આવુ વિચારી શોચ્ય ન કરે, પણ આ તપ થયો એમ સમજીને સહન કરે, ઓછુ મળે તો ઉનોદરી અને ન મળે તો ઉપવાસનો લાભ થયો એમ ચિંતવે

तहेवुच्चावया पाणा, भत्तट्ठाए समागया ।
तं उज्जुअं न गच्छिज्जा, जयमेव परक्कमे॥७॥

હવે ક્ષેત્રની યતના કહે છે ઊંચા અને નીચા પ્રાણીઓ પશુ પક્ષીઓ બલિદાન વિગેરેમા ભોજન લેવાને માટે આવ્યા હોય તેની તરફ પોતે ન જાય, કારણ કે તેમને મળતા અંતરાય થાય અથવા તેમને ભય લાગે, માટે પોતે એમને ત્રાસ ન થાય તેવી રીતે યતનાથી ચાલે

गोअरग्गपविट्ठो अ, न निसीइज्ज कत्थई।
कहं च न पवंधिज्जा, चिट्ठित्ताण व संजए ॥८॥

ગોચરી ગએલો સાધુ ઘરમા કે દેવળમા બેની ન રહે, કારણ કે સયમને નુકશાન થાય છે તેમ ધર્મ કથા પણ કહેવા

न બેસે અને પ્રશ્નનો ઉત્તર આપવા પણ બેસે નહી, એટલે ઘણો કાળ ગ્રહસ્થના ઘરમા બેસી રહેવાથી સાધુ માટે ગોચરી બનાવે તો દોષ લાગે તથા ઘરના માણસોને રાગદ્વેષ થાય, પણ એક પ્રશ્ન પુછે તો તેનો ઉત્તર ઉભા રહીને આપે (તે આગળ કહેશે) હવે દ્રવ્ય યતના કહે છે

**अग्गलं फलिहं दारं, कवाडं वावि संजए ।**
**अवलंबिआ न चिट्ठिज्जा, गोअरग्गगओ मुणी॥९॥**

ઉલાળો જે દરવાજામા કમાડ પઠવાડે રાખવામા આવે છે તે તથા પરીઘ (ભુગળ) જે ભીતની અંદર લાકડાની ખેચ વાની રાખવામા આવે છે તે) આ નગરના દરવાજે વિશેષ કરીને હોય છે તેને તથા બારણુ તથા કમાડ વિગેરેને અટકીને સાધુએ ઉભા ન રહેવુ તેથી સાધુને લઘુતા અને જીવ વિરાધનાનો દોષ લાગે છે (સયત અને મુનિ બને એકજ અર્થમા છે)

**समण माहणं वावि, किविणं वा वणीमगं ।**
**उवसंकमंतं भत्तट्ठा, पाणट्ठाए व संजए॥१०॥**

હવે ભાવ યતના કહે છે સાધુ ગોચરી જાય ત્યા સામે બૌદ્ધનો સાધુ, બ્રાહ્મણ, કૃપણ, પિડોલક (ભરડા?) તથા વનીપક (દરિદ્રી) આમાનો કોઇ ખાવા પીવાનુ લેવાને માટે આવ્યો હોય

**तमइक्कमित्तु न पविसे, नवि चिट्ठे चक्खुगोअरे ।**

અચિત પુલ વિગેરે હોય તેને છેદીને મુનીને આપવા માંડે તો

तं भवे भत्तपाणं तु, संजयाण अकप्पिअं ।
दिंतिअं पडिआइक्खे, न मे कप्पइ तारिसं ॥१५॥

મુનીએ કહેવુ કે એ મુનીને લેવુ અયોગ્ય છે અમને તેવુ જોઈતું નથી

उप्पल पउमं वावि, कुमुअं वा मगदंतिअं ।
अन्नं वा पुप्फसच्चित्तं, तं च संमद्दिआ दए ॥१६॥

ઉપર પ્રમાણે કોઇ પણ જાતના પુલો હોય અને તેને મર્દન કરીને (ચોળીને) મુનીને આપે

तं भवे भत्तपाणं तु, संजयाण अकप्पिअं ।
दिंतिअं पडिआइक्खे, न मे कप्पइ तारिसं॥१७॥

તો તેણે કહેવુ કે અમારે તેવુ લેવુ ઉચિત નથી છુચન અને મર્દનની જે વાત આવી છે તેમા પહેલા બતાવી ગયા છીએ કે પ્રાણબીજ તથા વનસ્પતિને દુખ દઈને વોહોરાવ તો ન લેવુ એમ કહ્યા છતા આ બે ગાથા ફરી શા માટે કહી? આચાર્યનો ઉત્તર પહેલામા સામાન્ય છે અને બીજામા વિશેષ નામ લઈને કહ્યુ છે

सालुअं वा विरालिअं, कुमुअं उप्पलनालिअं ।
मुणालिअं सासवनालिअं, उच्छुखंडं अनिव्वुडं॥१८॥

શાલુક (કમળનું કંદ) તથા વિરાલિકા (પલાશના કંદ) તથા કુમુદની તથા બીજા કમળની નાળ તથા પદ્મનો કંદ તથા સરસવની નાળ (ડાંડલી) અથવા સીંગ અથવા ગેરડીનો ટુકડો આ બધા શસ્ત્ર વિનાના અથવા અચિત ન થયા હોય, તે સાધુને લેવું ન કલ્પે

तरुणगं वा पवालं, रुक्खस्स तणगस्स वा ।
अन्नस्स वावि हरिअस्स, आमगं परिवज्जए ॥१९॥

ઉગતા ફલની કુંપળ-પ્રવાલ (કોમળ ડાળખી) શીંગ વિગેરે અથવા ઘાસના મીઠા સાંઠા (સાઠા) અથવા લીલી વનસ્પતિ (મોગરી ઠાડી વિગેરે) જે કંઇ કાચું હોય તે સાધુએ નલેવું

तरुणिअ वा छिवाडि, आमिअ भज्जिअ सइं ।
दिंतिअं पडिआइक्खे, न मे कप्पइ तारिसं॥२०॥

તેવી કુમળી શીંગો અથવા મગફળી કાચી શસ્ત્ર કે સેકયા વિનાની હોય અથવા પૂરી સેકી નહોય અને આપે તો સાધુએ કહેવું કે, અમને તેવું લેવું નઘટે

तहा कोलमणुस्सिन्नं, वेलुअं कासवनालिअं ।
तिलपप्पडगं नीमं, आमगं परिवज्जए ॥२१॥

બોર, વાડકારેલા, શ્રીપરનીનું ફળ, તલપાપરી અથવા વાલની પાપડી અથવા પાકી લીમડાની લીંબોળી આ બધી ચીજો રાધ્યા અથવા અચિત થયા વિનાની હોય તો લેવી નકલ્પે

तहेव चाउलं पिट्ठं, वियडं वा तत्तऽनिव्वुडं ।
तिलपिट्ठपूइपिन्नाग, आमगं परिवज्जए ॥२२॥

તેવી રીતે ચોખાનો આટો અથવા કાચુ અથવા અર્ધ કાચુ પાણી ત્રણવાર ઉકળ્યા વિનાનુ પાય ત ા ત ને ફટકો મૂકો હોય અથવા અરસત્વનો ખોળ આ બધી ચીજો ગ યા વિનાની હોય તો ાધુએ ઉપયોગમા લેવી ાડી

कविट्ठं माउलिंगं च, मूलगं मूलगत्तिअं ।
आमं असत्थपरिणयं, मणसावि न पत्थए ॥२३॥

ડાહ બીજોર મૂળો પાન્ડા વાળો તથા ઓરનુ ક ત કાચુ હોય અથવા પૂઠ રાધેલુ નહેય તે મનથી પણ નઇચ્છે ( [illegible] )

तहेव फलमंथूणि, बीअमंथूणि जाणिआ ।
विहेलगं पियालं च, आमगं परिवज्जए ॥२४॥

બોરનુ ચુનણુ જવનુ ચુનણુ તથા હરડા બેડાનુ ફળ વિગેર કાચા હોય અથવા ઠલીઆ સહીત હોય, રા યા વિનાના હોય તો સાધુએ નલેવા

समुआणं चरे भिक्खू, कुलमुच्चावयं सया ।
नीयं कुलमइक्कम्म, ऊसढं नाभिधारए ॥२५॥

સાધુ ઉંચ નીચ ઘરનો તફાવત ન રાખતા સમાન પણે રાગદ્વેષ રહિત ગોચરીલે, ( દારૂ–માસ–વાપરનારા અધમ ઘરોને છોડી ) બ્રાહ્મણ ક્ષત્રિય વૈશ્ય વિગેરેની ગોચરી સાધુ લે ) પણ ગરીબ ઘરોને છોડી, શ્રીમંતોના ઘરો શોધતો ન ફરે કદાપી જાયતો તેમા અપમાન થાય, લોક નિંદા કરે

अदीणो वित्तिमेसिज्जा, न विसीइज्ज पंडिए ।
अमुच्छिओ भोअणंमि, मायण्णे एसणारए॥२६॥

ગોચરી ફરતા ન મલેતો ખેદ નકરે, કદાચ સારૂ ભોજન મલે તો લોભીઓ થઈ વધારે નલે, પણ ખાવા જેટલુ લે તેમા સાધુ માટે કંઇ બનેઈ, નગને તે ધ્યાન રાખે

बहुं परघरे अत्थि, विविह खाइमसाइमं ।
न तत्थ पंडिओ कुप्पे, इच्छा दिज्ज परो न वा ॥२७॥

ગૃહસ્થના ઘરમા ઘણી ચીજો પડેલી હોય છે અનેક પ્રકારના ખાનપાન વિગેરે હોય છે છતા ગૃહસ્થ નઆપે અથવા ઓછુ આપે તો વિદ્વાન સાધુએ ક્રોધ નકરવો કારણ કે, તે

सयणासणवत्थं वा, भत्तं पाणं व संजए ॥
अदितस्स न कुप्पिज्जा, पच्चक्खेवि अ दीसओ॥२८॥

ગ્રહસ્થના ઘરમા સથારીઊ (સૂવાનુ પાથરણુ) આસન વસ્ત્ર અથવા ખાનપાન વિગેરે પ્રત્યક્ષ દેખાતી ચીજો હોય અને તે સાધુ માગણીકરે છતા ઘરવાળો ન આપે તો સાધુએ ક્રોધ નકરવો

इत्थिअं पुरिसं वावि, डहरं वा महल्लग ।
वदमाणं न जाइज्जा, नो अ णं फरुसं वए ॥२९॥

સ્ત્રી પુરૂષ નપુસક અથવા નાનુ મોટુ માણસ સાધુને નમસ્કાર કરેતો તેને ભકત જાણીને તેની પાસે કોઈપણ વસ્તુની માગણી નકરવી કદાચ વસ્તુની જરૂર પડે અને માગણી કરી હોય, છતા તે ગ્રહસ્થ ન આપેતો તેને કડવા વચનો ન કહેવા

जे न वंदे न से कुप्पे, वंदिओ न समुक्कसे ।
एवमन्नेसमाणस्स, सामण्णमणुचिट्ठइ ॥३०॥

કોઈ નમસ્કાર નકરે તો તેના ઉપર ક્રોધ ન કરવો તથા રાજા વિગેરે મોટો માણસ નમસ્કાર કરેતો અહંકાર ન કરવો, એવો જે સમપરિણામ રાખે તો તેને ભગવાનની આજ્ઞા પ્રમાણે ચાલવાથી અખંડ સાધુ પણ પ્રાપ્ત થાય

सिआ एगइओ लर्ध्धुं, लोभेण विणिगूहइ ।
मामेयं दाइय संत, दठ्ठुणं सयमायए ॥३१॥

ગોચરીમા ઉત્તમ વસ્તુ આવી હોયતો લોભીઆ થઇને પાતરામા છુપાવવી નહીં પણ ગુરૂના જોવામા આવે, તેવી રીતે રાખવી કે ગુરૂ વિગેરેને લેવી હોય, તો કામ લાગે

अत्तट्ठ गुरुओ लुद्धो, वहु पाव पकुव्वइ ।
दुत्तोसओ अ सो होइ, निव्वाणं च न गच्छइ ॥३२॥

જે સાધુ લોભીઓ થઇને પોતાના માટે છુપાવેતો તેપછી ઘણા પાપ કરે છે અને તેને કોઇ દિવસ સતોષ નથય અને તેથી ધીરજ ન રહેવાથી તે મોક્ષ પણ પ્રાપ્ત નકરી શકે

सिआ एगइओ लद्धु, विविह पाणभोअण ।
भद्दगं भद्दगं भुच्चा, विवन्नं विरसमाहरे ॥३३॥

અથવા ગોચરીથી આવતા રસ્તામા સારો સારો આહાર ખાઇલે અને પછી બીજાને ખાવા માટે અથવા બીજાને બતાવવા માટે થોડુ નિરસ ભોજન લાવે

जाणतु ता इमे समणा, आययट्ठी अयं मुणी ।
सतुट्ठो सेवए पत, लूहवित्ती सुतोसओ ॥३४॥

એથી પોતે એમ સમજેકે મને બીજા સાધુઓ ઉત્તમ

માનેછે, ' આ આત્માર્થી સાધુ ' થોડુ લુખુ નિરસ ભોજન ખાઇને સતોષ માને છે

पूअणट्ठा जसोकामी, माणसम्माणकामए ।
बहु पसवई पाव, मायासल्लं च कुव्वइ ॥३५॥

આવી રીતે પૂજાવાની ઇચ્છાવાળો ખોટા જસનો ચાહનારો માન સન્માનને ઇચ્છે તે ઘણા પાપો કરે અને ઘણા કપટ કરે

सुर वा मेरग वावि, अन्न वा मज्जग रस ।
ससक्ख न पिबे भिक्खू, जसं सारक्खमप्पणो ॥३६॥

સુરા તે જવના આટાનો બનાવેલો દારૂ અથવા મહુડાનો દારૂ અથવા તેવી બીજી કોઇ નિશાની ચીજોનો દારૂ પોતે છાનો અથવા જાહેર નપીએ કારણકે સર્વજ્ઞ ભગવાન સદા જોઇ રહ્યા છે તેમ પોતાના કુળની લાજ રાખવાના માટે સાધુ તેનાથી દૂર રહે

पियए एगओ तेणो, न मे कोइ विआणइ ।
तस्स पस्सह दोसाइ, निअडिं च सुणेह मे ॥३७॥

કદાચ એકાતમા પીએ કે મને કોઇ દેખતું નથી તો તેના દોષોને તથા તેના કપટને મારી પાસે સાભળો " એવુ મારા સાધુને ગુરૂ ઉપદેશ આપે છે "

चईईई सुंडिआ तस्स, मायामोस च भिक्खुणो ।
अयसो अ अनिव्वाण, सयय च असाहुआ ॥३८॥
निच्चव्विग्गो जहा तेणो, अत्तकम्मेहिं दुम्मई ।
तारिसो मरणंतेवि, न आराहेइ संवरं ॥३९॥

તેને દિવસે દિવસે વધારે કુટેવ પડે અને તેથી ઘણુ જુઠુ બોલે કપટ કરે. તેથી કોઇક વખત પકડાતા આબરૂ જાય મોક્ષ મળે નહી તથા હમેશા, તેને સાધુપણુ હોય નહી તથા તે પાપકર્મથી નિરતર ખેદમા રહેશે અને જેમ ચોર પોતાના પાપ છુપાવવા ચિતામા રહે, તેમ પોતે પણ ચિતામા રહી અતકાળે પણ ખોટી બુદ્ધિથી આરાધના પણ ન કરી શકે

आयरिए नाराहेइ, समणे आवि तारिसे ।
गिहत्थावि ण गरिहंति, जेण जाणंति तारिसं॥४०॥

તેના આવા પાપો હોવાથી તે આચાર્યની સેવા ન કરે બીજા સાધુઓની સેવા નકરે અને જે તેના આવા પાપો જણાયતો ગ્રહસ્થો પણ તેની નિદા કરે

एव तु अगुणप्पेही, गुणाण च विवज्जए ।
तारिसो मरणंतेऽवि, ण आराहेइ संवरं ॥४१॥

એટલા માટે દારૂડીઓ સાધુ દુર્ગુણોને પકડીને ઉત્તમ ગુણોને, છોડીને સાધુપણાથી દૂર થઈ ચારિત્રને અંતવખતે પણ આરાધી શકે નહી

तवं कुव्वइ मेहावी, पणीअं वज्जए रसं ।
मज्जप्पमायविरओ, तवस्सी अइउक्कसो ॥४२॥

દારૂ પીવાના દોષ બતાવ્યા તેથી સાધુએ શુ કરવુ, તે કહે છે બુદ્ધિમાન સાધુ તપ કરે ગુરૂની આજ્ઞામા રહે તથા ઘી, દૂધવાળા પદાર્થ તજે અને દારૂ, તથા આળસ વધારે, તેવા પદાર્થો છોડીને તપસ્વી સાધુ તપસ્યા કરીને અહંકાર નકરે

तस्स पस्सह कल्लाणं, अणेगसाहुपूइअं ।
विउलं अत्थसंजुत्त, कित्तइस्सं सुणेह मे ॥४३॥

ગુરૂ મહારાજ બીજા શિષ્યોને કહે છે કે તેવો સાધુ શુ મેળવે તે જુઓ તેનુ કલ્યાણ થાય એટલે સયમ સારી રીતે પાળે તેથી બીજા સાધુઓ તેનુ બહુ માન કરે તથા વિશાળ એટલે તેને મોક્ષનુ સુખ આપનાર સિદ્ધાંતનુ રહસ્ય મળે તથા તુચ્છતાથી રહીત નિરૂપમ સુખ મળે એવુ બતાવીશ. તમે મારી પાસેથી સાભળો

एवं तु सगुणप्पेही, अगुणाण च विवज्जए ।
तारिसो मरणंतेऽवि, आराहेइ यसंवरे॥४४॥

એ પ્રમાણે અપ્રમાદ વિગેરે ઉત્તમ ગુણોને વાચ્છનારો તથા પ્રમાદ વિગેરે દુર્ગુણોનો ત્યાગનારો સાધુ, ગુરૂની આજ્ઞામા સુબુદ્ધિથી રહીને મરણાતે ચારિત્રની આરાધના સારી રીતે કરે કારણકે ઉત્તમ ગુણો તે ચારિત્રનુ બીજ છે

**आयरिए आराहेइ, समणे आवि तारिसे ।**

**गिहत्थावि ण पूयंति, जेण जाणति तारिसं॥४५॥**

તે ઉત્તમ સાધુ આચાર્યની સેવા કરે તે પ્રમાણે બીજા સાધુઓની પણ સેવા કરે કારણકે તેના ભાવ શુદ્ધ છે અને તેવું જાણીને ગ્રહસ્થો પણ તેનુ બહુમાન કરે છે

**तवतेणे वयतेणे, रूवतेणे अ जे नरे ।**

**आयारभावतेणे अ, कुव्वई देवकिव्विसं॥४६॥**

તપ-વચન-રૂપ-આચાર અને ભાવ એ પાચની ચોરી કરે, તે આ પ્રમાણે છે પોતે તપ નકરતો હોય છતા કુદરતી દુર્બળ હોય તેથી કોઈ પૂછે કે આપ તપસ્વી છો ? તો મોન રહે અથવા હાકહેતો તે તપચોર જાણવો તેજ પ્રમાણે ધર્મ કથા કહેતા કથાયથી થોડુ સાભળી કથા કરે તેમા કોઈ પૂછે કે આપ શાસ્ત્ર જાણો છો? ન ભણ્યો હોય છતા હા કહે. અથવા મોન રહે તો વચન ચોર જાણવો એ પ્રમાણે રૂપવાળો જોઈ કોઈ પૂછેકે આપ રાજકુમારછો. તો હાકહે તો તે રૂપચોર જાણવો

તેજ પ્રમાણે સારા આચાર વાળાના નામે પૂજાય તે. તે આચાર ચોર જાણવો તથા બીજાના કહેલા સિદ્ધાંત રહસ્યને પોતાને નામે બતાવે તો તે ભાવ ચોર જાણવો આ પ્રમાણે ચોરી કરવાથી કિલ્બિષયાની દેવયોની પામે

लद्धूणावि देवत्त, उववन्नो देवकिव्विसे ।
तत्था वि से न याणाइ,किं मे किच्चा इमं फल ?।४७।

તે પ્રમાણે આવી હલકી ગતિ પામ્યા છતા, અને સારી ક્રિયાથી દેવ પણ પામ્યા છતા વિશુદ્ધ અવધિજ્ઞાનના અભાવે જાણતો નથી કે મે પૂર્વે ચોરી કરી તેનુ આ ફળ છે

तत्तोवि से चइत्ताणं, लब्भिही एलमूअय ।
नरगं तिरिक्खजोणि वा, बोही जत्थ सुदुल्लहा।४८।

હવે બીજા દોષો કહે છે દેવ લોકમાથી નીકળીને મનુષ્યપણામા એલમૂકતા ( ગાડાપણુ વિગેરે અથવા બકરા જેવી ન સમજાય તેવી ભાષામા ) ઉત્પન્ન થશે અને પરપરાએ નરક અને તિર્યંચ ગતિને મેળવશે તથા સર્વ સુખોનુ મૂળ જૈન ધર્મની પ્રાપ્તી થવી દુર્લભ થશે, ટીકામા એલમૂકતા એ જગ્યાએ વારવાર દુ ખ પામવાનુ સુચવે છે તથા ભવિષ્યકાળમા પણ પરપરાએ દુ ખ ભોગવશે એમ સુચવે છે

एअ च दोस्त दट्ठूण, नायपुत्तेण भासिअ ।

अणुमायंपि मेहावी, मायामोसं विवज्जए॥४९॥

તેથી ઉપદેશ આપે છે કે આ પ્રમાણે મહાવીર જીનેશ્વરે કહ્યુ તે દોષોને જાણીને મર્યાદામા રહેલો સાધુ જરા પણ ખોટુ માન ન લે અને માયા જુઠને સર્વથા છોડે

सिक्खिऊण भिक्खेसणसोहिं, संजयाण बुद्धाण मगासे । भिक्खु सुप्पणिहिइंदिए, तिव्वलज्जगुणव विहरिज्जासि ॥५०॥

त्तिवेमि समत्त पिंडेसणानामज्झयण पंचम ॥५॥

અધ્યયન સમાપ્ત કરતા ગુરૂ કહે છે કે વિદ્વાન ગુરૂપાસે ભિક્ષાની શુદ્ધિ શિખીને પોતાની ઇંદ્રિયો કબજામા રાખીને ઉત્કૃષ્ટ સયમ પાળતો, તથા સૂત્રમા બતાવેલી વિધિએ સમાચારી કરતો, પોતે ગુણવંત સાધુ થઇ વિચરે તેવુ હુ કહુ છુ વિગેરે બધુ પૂર્વ માફક જાણવુ બીજો ઉદ્દેશો આ પૂરો થયો સૂત્ર અનુગમ કહ્યો તથા નયનુ વર્ણન પૂર્વ માફક જાણવુ પિંડૈષણા નામનુ પાચમુ અધ્યયન સમાપ્ત થયુ

## अथ महाचारकथाख्य षष्ठमध्ययनम ।

"મહાચાર કથા નામનુ છઠ્ઠુ અધ્યયન" હવે કહે છે તેનો પુર્વના અધ્યયન સાથે આ સબધ છે કે ગયા અધ્યયનમા

સાધુની ભિક્ષાની વિશુદ્ધિ બતાવી અને અહીયા ગોચરીમા ગએલા સાધુએ પોતાનો આચાર મોટા માણુસોએ પૂછયુ હોય અને પોતે જાણુતો હોય તો પણ ત્યા વિસ્તારથી કહેવુ નહી પણ કહેવુ કે ગુરૂમહારાજ ઉપાશ્રયમા કહેશે. તેજ અહી કહેછે કે. ગોચરીમા ગેએલો સાધુ કયાય પણ બેસે નહી તેમ કયા પણ બેસીને સાધુ વિસ્તારથી નકહે તેથી પાચમા છઠ્ઠા અધ્યયનનો આ સબધ થયો તેના અનુયોગ દ્વારનો ઉપન્યાસ ( વર્ણુન ) પુર્વે માફક જાણુવો તથા નામ નિષ્પન્ન નિક્ષેપો આવે ત્યા મહાચાર કથા નામ જાણુવુ અને પુર્વે તે તત્વથી બતાવ્યુ છે તેથી અહી ટુકાણુમા કહે છે

**जो पुर्व्वि उद्दिट्ठो, आयारो सो अहीणमइरित्तो।**
**सच्चेव य होइ कहा, आयारकहाए महईए॥२४५॥**

પુર્વે ત્રીજા અધ્યયનમા આચારનુ વર્ણન કહેલુ છે તે જ્ઞાનાચાર વિગેરે પાચ પ્રકારના છે તે સર્વ અહી વિસ્તારથી કહેવુ, અને તે ત્રીજા અધ્યયનમા ક્ષુલ્લક આચાર કથા હતી અને અત્રે મહાચાર કથા છે તેથી કથાનુ વર્ણુન પણ આક્ષેપણી વિગેરે છે તે કહેવુ અને પુર્વે ક્ષુલ્લક ( નાનો ) તેનાથી ઉલટો મહત્ (મોટો) તેનુ વર્ણુન કરવુ એટલે ત્યા નાના આચાર કથા અને અહી મોટાઆચાર કથા જાણુવી, નામ નિષ્પન્ન નિક્ષેપાનુ વર્ણુન કર્યું બીજો વિસ્તાર પુર્વે માફક જાણુવો હવે સૂત્ર અનુગમમા અસ્ખલિતાદિ ગુણુયુકત સૂત્ર બોલવુ તે આપ્રમાણે

नाणदंसणसंपन्नं, संजमे अ तवे रयं ।
गणिमागमसंपन्नं, उज्जाणम्मि समोसढं ॥१॥

જ્ઞાન તે શ્રુત જ્ઞાન વિગેરે છે દર્શન તે ક્ષાયોપ શમિકાદિ એ બ નેથી યુકત તથા પાચ આશ્રવથી રહીત સયમમા તથા તપસ્યામાલીન એવા તથા સાધુ સમુદાયથી યુકત તે ગણી આચાર્ય હોય. વળી તે વિશિષ્ટ સૂત્ર ભણેલા હોય, એવા સદા ચારી પંડિત આચાર્ય ઉધાનમા આવેલા હોય, તે ધર્મ ઉપદેશ આપતા હોય ( મૂળસૂત્રમા પ્રથમ જ્ઞાન અને પછી આગમ કહ્યુ એ બંને એકછે છતા જુદા જુદા એટલા માટે મુમ્યા છેકે તેમનું જ્ઞાન વધારે આગમો ભણવાથી નિપુણ બુદ્ધિવાળુ છે અને ઉધાન કહેવાનુ કારણ એછેકે, શહેર કરતા ઉધાનમા સાધુને વધારે નિવૃતિ રહે છે પણ તે સાધુને ઉચિત હોવુ જોઇએ )

रायाणो रायमच्चा य, माहणा अदुव खत्तिआ ।
'पुच्छंति निहुअप्पाणो, कह मे आयारगोयरो? ॥२॥

તેવા ઉત્તમ ગુરૂને આવેલા સાભળીને, તેમની પાસે રાજાઓ રાજના પ્રધાનો બ્રાહ્મણો ક્ષત્રિઓ અથવા શેઠીઆઓ આત્માને સ્થિર કરી હાથ જોડીને પુછે કે હેગુરૂવર ! આપનો ક્રિયાકલાપ (આચાર) શુ છે ? તે કહો

तेसिं सो निहुओ दंतो, सव्वभूअसुहावहो ।
सिक्खाए सुसमाउत्तो, आयक्खइ विअक्खणो॥३॥

તે સમયે તે આવેલા ભક્તો આગળ ધર્મકાયને સ્થિર કરી નિશ્ચલ રહી ઇંદ્રિયો તથા મનને દમનકરીને સર્વ જીવોને સુખઆપનાર ગ્રહણ અને આસેવન એટલે ગુરૂપાસે પ્રથમ આચાર સાંભળવા અને પછી વર્તનમાં મૂકવો એ બને પ્રકારની શિક્ષાએ યુક્ત પંડિત આચાર્ય તેમને ધન સમજાવે છે

हंदि धम्मत्थकामाण, निग्गंथाणं सुणेह मे।
आयारगोअरं भीमं, सयलं दुरहिट्ठिअं ॥४॥

ધર્મ-અર્થ નેકામ સાધુઓનો કેવી રીતનો છે તે આચાર ભયકર છે, અને સામાન્ય માણસોથી ન પળાય તેવો કઠણ અને સંપુર્ણ છે તે તમે મારી પાસે સાંભળો, ધર્મનો નિક્ષેપો પહેલા અધ્યયનમા કહ્યો છે તેથી અહીં લોકોત્તર ધમ નિર્યુક્તિકાર કહે છે

नन्नत्थ एरिसं वुत्तं, जं लोए परमदुच्चरं ।
विउलट्ठाणभाइस्स, न भूअं न भविस्सइ ॥५॥

એવું બીજે કયાય જૈન ધર્મ સિવાય કહ્યુ નથી લોકમા જે પરતે સામાન્ય માણસને આચરવુ કઠણ છે વિપુલ સ્થાન ભજનારાને આવુ પૂર્વે થયુ નથી અને થવાનુ પણ નથી તે

ધર્મ અર્થ અને કામએ ત્રણને સૂત્ર સ્પર્શ નિર્યુક્તિ વડે પહેલા અધ્યનમા ઉપર કહેલ છે હવે લોકો ત્તરધર્મ કહે છે

धम्मो वावीसविहो, अगारधम्मोऽणगारधम्मो अ ।
पढमो अ वारसविहो, दसहा पुण बीयओ होइ।२४६।

ધર્મ સામાન્ય રીતે બાવીશ પ્રકારનો છે એટલે ગ્રહસ્થનો ધર્મ બાર પ્રકારનો છે અને સાધુ ધર્મ દશ પ્રકારનો છે, આ સંક્ષેપમા કહી હવે વિસ્તારથી કહે છે,

पच य अणुव्वयाइं, गुणव्वायाइं च होंति तिन्नेव ।
सिक्खावयाइं चउरो, गिहिधम्मो वारसविहोअ२४७।

ગ્રહસ્થ (શ્રાવક) ના પાચ અણુવ્રત છે, તે સ્થુળ એટલે થોડામા છે તે સર્વથા જીવનુ રક્ષણ ન કરી શકે પણ નિર પરાધિત્રસ (હાલતા ચાલતા) જીવને બચાવી શકે વિગેરે છે ગુણવ્રત તે ત્રણ છે તે દિશાનો નિયમ વિગેરે છે અને ચાર સામાયિક વિગેરે શિક્ષા વ્રત છે આ ગૃહસ્થ ધર્મનુ વર્ણન આવશ્યક સૂત્રમા વિસ્તારથી બતાવ્યુ છે તેથી અહી કહેતા નથી, તેથી સાધુ ધર્મનુ સ્વરૂપ કહે છે

खंती अ मद्दवऽज्जव, मुत्ती तवसंजमे अ वोद्धव्वे ।
सच्चं सोचं आकिंचण, च बंभं च जइधम्मो॥२४८॥

ક્ષમા કોમળતા સરળતા મુકિત (નિર્લોભતા) તપ સયમ સત્ય પવિત્રતા અકિંચન બ્રહ્મચર્ય એમ દશ પ્રકારે સાધુ ધર્મ છે તેનુ વર્ણન પહેલા અધ્યયનમા છે (ટીપણમા લખ્યુ છે ચારિત્ર ધર્મ તે અહી શ્રમણ ધર્મ જાણવો તે ચૂર્ણીકાર મહારાજે વિસ્તારથી કહેલો છે તે અથવા સલીનતા સયમ વિગેરેમા વ્યાખ્યાન કરેલુ હોવાથી એમ કહેલુ છે )

धम्मो एसुवइट्ठो, अत्थस्स चउव्विहो उ निक्खेवो ।
ओहेण छव्विहऽत्थो, चउसट्ठिविहो विभागेण॥२४९॥

ધર્મ કહ્યો હવે અર્થનો અવસર છે તેમા આ પ્રમાણે કહ્યુ છે, અર્થનો ચાર પ્રકારે નિક્ષેપો છે નામ સ્થાપના દ્રવ્ય અને ભાવ તે તેમા દ્રવ્યથી આગમથી, નો આગમથીછોડી વ્યતિરિકત મા સામાન્યથી છ પ્રકારનો છે તથા વિશેષથી ચોસઠપ્રકારે છે એનો ખુલાસો હવે પછીથી કહે છે

धन्नाणि रयण थावर, दुपयचउप्पय तहेव कुविअ च।
ओहेण छव्विहत्थो, एसो धीरेहि पन्नत्तो ॥२५०॥

જવ વિગેરે ( ૧ ) ધાન્ય કહેવાય છે તથા ( ૨ ) રત્ન ( સુવર્ણ ) તથા ( ૩ ) સ્થાવર તે જમીન ઘર વિગેરે તથા ( ૪ ) બે પગવાળા તે માણસ અથવા ગાડી ગાડા વિગેરે ( ૫ ) ચાર પગવાળા તે ગાય ભેસ વિગેરે છે તથા (૬) કુપ્યમા તાબાના

કળસ વિગેરે છે એ ઓઘથી ૭ પ્રકારનો છે છે તે જીનેશ્વર તથા ગણધર એવા ધીર પુરૂષોએ કહેલા છે તે હવે વિસ્તારથી કહે છે

चउवीसा चउवीसा, तिगदुगदसहा अणेगविह एव।
सव्वेसिपि इमेसि, विभागमहयं पवक्खामि॥२५१॥

ચોવીસ ચોવીસ પ્રકારનુ ધાન્ય તેજ અર્થ (દ્રવ્ય) જાણવુ તથા રત્ન તેજ અર્થ જાણવો તથા ત્રણ પ્રકારે સ્થાવર અર્થ અને બે પ્રકારે પદાર્થ તથા દશ પ્રકારે ચોપગા અર્થ તથા અનેક પ્રકારે કુપ્ય અર્થ છે આ બધાને ખુલાસાથી હવે કહેશે

धन्नाइं चउव्वीसं जव १ गोहुम २ सालि ३ वीहि ४
सट्ठीआ ५। कोद्दव ६ अणुया ७ कंगू ८ रालग ९
तिल १० मुग्ग ११ मासा १२ य ॥२५२॥
अयसि १३ हरिमन्थ १४ तिउडग १५ निप्फाव १६
सिलिंद १७ रायमासा १८ अ। इक्खू १९ मसूर
२० तुवरी २१ कुलत्थ २२ तह २३ धन्नगकलाया २४॥
॥२५३॥

ચોવીસ પ્રકારના ધાન્ય (૧) જવ (૨) ઘઉ (૩) ચોખા (સાલી) (૪) ડાંગર (વ્રિહી) (૫) સાઠી ચોખા (૬) કોદરા (૭)

અણુકા (બાવટો) (૮) કાંગ (૯) રાલગ (કાંગની એક જાત) (૧૦) તલ (૧૧) મગ (૧૧) અડદ (૧૩) અળસી (૧૪) કાળા ચણા (૧૫) ત્રીપુટક (                ) (૧૬ નિષ્પાવ (વાલ) (૧૭) સીલીદ (મઠ), (૧૮) રાજ માસા (ચોળા) (૧૯) ઇક્ષુ (શેરડી) (૨૦) મસુર (૨૧) તુવર (૨૨) કુલથી (૨૩) ધાણા (૨૪) કલાક (વટાણા) એ પ્રમાણે ચોવીસ પ્રકારના અનાજ છે

रयणाणि चउव्वीस सुवण्णतउतबरययलोहाइं ।
सीसगहिरण्णपासाणवइरमणिमोत्तिअपवालं।२५४।
संखो तिणिसागुरुचंदणाणि वत्थामिलाणि कट्ठाणि।
तह चम्मदंतवाला गंधा दव्वोसहाइं च ॥२५५॥

ચોવીસ પ્રકારના રત્નો તે નીચે મુજબ છે (૧) સોનુ (૨) તરવુ (૩) ત્રાંબુ (૪) ચાંદી (૫) લોહુ (૬) સીસુ (૭) હીરણ્ય (રૂપીયો વીગેરે) (૮) પાસાણુ (પાનુ માણેક) (૯) હીરો (૧૦) ચદન (૧૧) મણી (૧૨) મોતી (૧૩) પરવાળા (૧૪) સંખ (૧૫) તીનીસ (એકજાતનુ વૃક્ષ) (૧૬) અગરૂ વિગેરે (૧૭) વસ્ત્ર (૧૮) અમીલ (ઉનના વસ્ત્રો) (૧૯) કાષ્ટ (ઉત્તમજાતનુ લાકડુ) (૨૦) ચર્મ (તેસીહ વિગેરેના ચામડા) (૨૧) હાથી વિગેરેના દાંત (૨૨) ચમરી ગાય વિગેરેના બાલ (૨૩) સુગધ (૨૪) પીપર વિગેરે દવ્ય ઔષધ છે. (અગરૂ તથા ચદન જુદા છે તેથી ૧૦ નબરમા બતાવ્યુ છે )

भुमी घरा य तरुगण, तिविह पुण थावरं मुणेअव्वं ।
चक्कारवद्धमाणुस, दुविहं पुण होइ दुपयं तु ॥२५६॥

સ્થાવર આદી વિભાગ કહે છે જમીન ઘર ઝાડ એમ ત્રણ પ્રકારે છે (મૂળમા પુન શબ્દ છે તેથી એમ જાણવુ કે તે દરેકમા ઘણા ભેદ રહેલા છે.) જેમકે જમીનમા ખેતર છે અને તે ખેતર સેતુ તે વરસાદથી ખેડાય અને કેતુ તે પાણી પાઇને ખેડાય તથા સેતુ કેતુ તે બને રીતે પાણી લે તથા ઘરતે ત્રણ પ્રકારના છે જેમકે જમીનમા ખોદેલા (ભોંયરા) તથા જમીન ઉપર તે માળ વાળા અને તે બને જાતના નીચે ભોંયરૂ અને ઉપર માળ તથા ઝાડમા પણ અનેક પ્રકારના ભેદો છે જેમકે નાળીએર આંબા વિગેરેના બગીચા છે તથા ચક્રઆરાથી બાધેલું તે ગાડા વિગેરે તથા મનુષ્ય તે દાસ દાસી વિગેરે એ બે પગવાળા જાણવા

गावी महिसी उट्ठा, अयएलगआसआसतरगा आ
घोडग गद्दह हत्थी, चउप्पयं होइ दसहा उ ॥२५७॥

ગાય ભેસ ઉંટ બકરી ઘેટુ (વાલહીક દેસના જાતવાન ઘોડા) તે અશ્વ કહેવાય તથા ઘણા જોરથી દોડે તે અશ્વતર કહેવાય અને બાકી બધા ઘોડા કહેવાય ગધેડા અને હાથી એમ દસ પ્રકારે ચોપગા જાણવા

नाणाविहोवगरणं, णेगविहं कुप्पलक्खणं होइ ।
एसो अत्थो भणिओ,छव्विह चउसट्ठिभेओ उ॥२५८॥

જુદી જુદી જાતના ઉપકરણ જેમકે તાળાને કળસ કડીલ ( ) વિગેરે ઉપકરણ છે તે કુપ્ય છે આ પ્રમાણે ધાન્ય રત્ન સ્થાવર બેપગા ચોપગા અને કુપ્ય તેના અનુક્રમે ભેદ આ પ્રમાણે છે ધાન્યના ચોવીસ ભેદ છે રત્નના ૨૪ ભેદ છે સ્થાવરના ત્રણ ભેદ છે તથા બેપડાંવાળાનો એક ભેદ અને બે પગવાળાનો એક ભેદ તથા ચારપગવાળાના દશ ભેદ તથા કુપ્યનો એક ભેદ એ બધા મળીને કુલ ચોસઠ ભેદ સમજવા

कामो चउवीसविहो, सपत्तो खलु तहा असंपत्तो ।
सपत्तो चउदसहा, दसहा पुण होअसपत्तो ॥२५९॥

કામ ઓઘથી ચોવીસ પ્રકારના છે તેમા સપ્રાપ્ત ચોદ પ્રકારના છે અને અસપ્રાપ્ત દશ પ્રકારના છે તેનો ખુલાસો હવે કરે છે

तत्थ असंपत्तो अत्थो, १ चिंता २ तह सद्ध ३ ससरण मेव ४ । विक्कवय ५ लज्जनासो ६ पमाय ७ उम्माय ८ तब्भावो ९ ॥२६०॥

પ્રથમ થોડુ કહેવાનુ હોવાથી દશ પ્રકારનો અસપ્રાપ્ત

કામ કહે છે (૧) જોયા વિના ફકત કાને સાભળીને તે તરફ ધ્યાન ખેચાય (૨) તેનુ રૂપ વિગેરે ગુણોને સાક્ષાત જોઈ તેને મેળવવાને ચિતા કરે (૩) તથા મોહીત થઈ સબધ કરવાની ઇચ્છા (૪) તેનુ રૂપ ચિતરેલ વિગેરે જોવુ (૫) તેના વિયોગમા આહાર વિગેરે ઉપર અરતિ થાય (૬) લજ્જાનો નાશ ને વડીલના દેખતા પણ દુરાચારની પ્રશસા (૭) પ્રમાદ એટલે તેને માટે સર્વ આરભમા તૈયાર થવુ તથા (૮) ઉન્માદ તે ગમે તેમ બકવુ બોલવુ (૯) ભાવના તે થભા વિગેરેને પણ ઓના આલિગનની બુદ્ધિએ સેવ્વુ

मरण १०च होइ दसमो,सपत्तंपिअ समासओ वोच्छं।

दिट्ठीए संपाओ १ दिट्ठीसेवा य संभासो १।२६१।

(૧૦) તે આનો મેલાપ નથાય નો તેના શોકથી મરણ પામે આ પ્રમાણે સ્ત્રીની પ્રાપ્તિ નથાય અને તેના ઉપરનો મોહ ન છોડે, તો દસમી અવસ્થાએ મરણ પામે છે હવે પ્રાપ્તિ થાય તો શુ થાય ? તે ટૂકામા કહે છે (૧) કુબુદ્ધિએ જોવુ (૨) તેની સાથે સબધ કરવુ આમા કુબુદ્ધિએ પુરૂષ દેખતો તે દ્રષ્ટિ સેવા કહેવાય અને બનેની આખ મળેતો ભાવસાર કહેવાય તથા સભાષણમા બને એકાતમા મળના સંસારની વાતો કરે તે છે

हासिअ३ ललिअ ४ उवगूहिअ ५ दंत ६ नहनिवाय

७ चुंबणं ८ होइ। आलिंगण ९ मायाणं १० कर ११ सेवण १२ संग १३ क्रिड्डा १४ अ ॥२६२॥

(૩) હસવુ (૪) કામ જાગે તેવા મધુર ગર્ભિત વચનો બોલવા (૫) પાસા વિગેરેથી ખેલીને મેલાપ કરવો (૬) દંતનિપાત (૭) નખનિપાત (નખથી ઇસારત કરવી) (૮) ચુબન (૯) આલીગન થોડો સ્પર્શ કરવો (૧૦) આદાન (સ્તનઉપર હાથ નાખવો (૧૧) સેવન (૧૨) કર (૧૩) સગ અને ભોગ (૧૪) ક્રીડા તેમા પાછળના ૧૧-૧૨-૧૩-૧૪ એ ચાર ભાગ છે તે મૈથુન સેવનના અનુક્રમે જાણવા કામનુ સ્વરૂપ બતાવીને કહે છે ધર્મ વિગેરે ત્રણેનુ સપત્નતા (વિરોધ) તથા અસપત્નતા તે (અવિરોધ) બતાવે છે

धम्मो अत्थो कामो भिन्ने ते पिंडिया पडिसवत्ता। जिणवयण उत्तिन्ना असवत्ता होंति नायव्वा ॥२६३॥

ધર્મ-અર્થ અને કામ એ ત્રણે સાથે લઇએ, તો પરસ્પર વિરોધી છે તેવુ લૌકિક જે જૈનેતર વચન છે તેમા આ પ્રમાણે કહેલુ છે કે અર્થનુ મૂળ નિકૃતિ (લોભ) તથા ક્ષમા (સહનશીલતા) છે અને કામનુ મૂળ પૈસા શરીર અને યોગ્ય ઉમર છે તથા ધર્મનુ ભૂળ-દાન-દયા અને દમન છે અને મોક્ષનુ મૂળ બધાથી મોહ ઉતારવો અને ધર્મ ક્રિયામા તત્પર રહેવુ

સે છે

"अर्थस्य मूलं निकृतिः क्षमा च, कामस्य वित्तं च वपुर्वयश्च। धर्मस्य दानं च दया दमश्च, मोक्षस्य सर्वोपरमः क्रियाश्च ॥१॥

આ બધા પરસ્પર વિરોધી છતા જીન વચનને અનુસારે કુશળ બુદ્ધિના યોગથી વ્યવહારથી ધર્મ વિગેરે તત્વના સ્વરૂપને વિચારવાથી અથવા નિશ્ચયથી જોતા પરસ્પર અવિરોધી થાય છે, તેમા પ્રથમ વ્યવહારથી અવિરોધ બતાવે છે

जिणवयणमि परिणए, अवत्थविहिआणुटाणओ धम्मो। मच्छासयप्पयोगा, अत्थो वीसंभओ कामो ॥२६४॥

જીન વચન, હૃદયમા યોગ્ય રીતે રૂચવાથી અવસ્થાને યોગ્ય કાર્ય કરવાથી પોતાની યોગ્યતાને અનુસરી દર્શન વિગેરે શ્રાવકની પ્રતિમા અભિગ્રહ કરવાથી દોષ રહિત વર્તન કરવાથી ધર્મ થાય છે નિર્મળ વીચારના પ્રયોગથી વિશિષ્ટ યોગ્યથી અને પુન્યના બળથી અર્થ પ્રાપ્તિ થાય છે તથા યોગ્ય પત્નિના સ્વીકારથી વીચારના મળતાપણાથી કામ, ભોગનુ સુખ મળે છે. (વીતરાગના વચનથી સંસારની અસારતા જાણ્યા પછી ચરિત્ર

લેવામાં વિઘ્ન આવતુ હોય તો ગ્રહસ્થ યોગ્ય રીતે ન્યાયથી ધન મેળવે અને સાદાઈથી જીદગી ગુજારે ધન મળતા કે ન મળતા હર્ષ, શોક ન કરે, તથા ધર્મના સમયમા ધર્મ કરે તો ધર્મને અર્થ બને અવિરોધીપણે પલાય, તથા સંસારથી ન છુટાવાથી, લુખ્ખા પરિણામે શ્રી સંઘ કરે તેમા પણ પર્વ-તિથી એ પૌષધ (એક દીવસનુ ચારિત્ર) સામાયીક ( બે ઘડીનુ ચારિત્ર ) પ્રતિક્રમણ ( દોષોની શુધિ ) કરે તો કામ અને ચારિત્રમા પણ વિરોધ ન આવે )

धम्मस्स फलं मोक्खो सासयमउलं सिव अणावाह।
तमभिप्पेया साहू तम्हा धम्मत्थकाम त्ति ॥२६५॥

હવે નિશ્ચયથી અવિરોધ બતાવે છે નિર્મળ મનથી ધર્મ સાધનારને મોક્ષ મળે છે તે મોક્ષ નિત્ય છે, અતુલ્ય છે, પવિત્ર છે, બાધા વિનાનો છે, તે ધર્મરૂપી અર્થને કામ એટલે વાન્છનારા સાધુઓ છે (ધર્મને ઉત્તમ ધન માનીને તેનીજ વાન્છના કરવી, તેમાજ મન, વચન, કાયાને રોકવુ તેથી મોક્ષ મેળવે તે સાધુઓ જાણવા

परलोगु मुत्तिमग्गो, नत्थि हु मोक्खो त्ति विति
अविहिन्नू । सो अत्थि अवितहो, जिणमयंमि
पवरो न अन्नत्थ ॥२६६॥

ઉપરની વાતને દૃઢ કરવા કહે છે કેટલાક અજ્ઞ પુરૂષો વિધિન ન જાણતાં કહે છે કે, બીજા જનમમા જવાનુ નથી અર્થાત્ પરલોક નથી, તથા મોક્ષનો માર્ગ, જ્ઞાન, દર્શન, ચારિત્ર પણ નથી, તથા બધા કર્મથી છુટી મોક્ષ મેળવવો તે પણ નથી આવુ જે નાસ્તિકો કહે છે તેમને જૈનાચાર્ય ઉત્તર આપે છે કે વીતરાગના વચનમા પહેલા અને પછી કોઈ પણ જાતનો વિરોધ નથી તેમાજ પરલોક, મોક્ષ સાધન, અને મોક્ષ, એ બધા સિદ્ધ થય છે પણ જેઓ ધર્મના નામે હિંસા કરે છે, અથવા નીત્ય અથવા અનીત્ય એકાંત માની બેઠા છે, તેમને ત્યા ઉપરની તત્વ વાતો ઘટતી નથી આ પ્રમાણે સૂત્રને સ્પર્શ કરનારી ટકીર નિર્યુક્તિની ગાથાઓ કહી, હવે સૂત્ર નો અવસર છે તેનો આ પ્રમાણે સબંધ છે, ગયા સૂત્રમા સાધુઓના આચારના વિષયનુ કથન બતાવ્યુ, અને હવે તેની મહત્વતા બતાવે છે કે જેવો ચારિત્રનો શુદ્ધાચાર જૈન માર્ગમાં બતાવ્યો છે તેવો જૈન સિવાયના કપીલ વિગેરે મતમા બતાવ્યો નથી, તેથી બીજાને તેવી યોગ્યતા વિના આચરવો બહુ મુશ્કેલ છે તેથી આ ઉત્તમ સયમ સ્થાનને વિપુલસ્થાન ભજનારા ઉત્તમ મુનિને આ જિન મતમા કહેલો આચાર હોય છે અને તે પ્રમાણે પાળે છે, પણ બીજે તેવાં વચન નથી અને પાળતા પણ નથી તે સૂત્ર ગાથા ૫ માં નીચે બતાવેલ છે

सखुड्डगविअत्ताणं, वाहिआणं च जे गुणा।

अखडफुडिआ कायव्वा, तं सुणेह जहा तहा ॥६॥

ક્ષુલ્લક એટલે દ્રવ્ય અને ભાવથી બાળક જેવા તથા વ્યકત એટલે દ્રવ્ય ભાવથી વૃદ્ધ પુરૂષો (બુદ્ધિમા મદ તથા વર્તનમા પણ મદ તે બાળક કહેવા અને બુદ્ધિમા નિપુણ અને વર્તનમા પણ યોગ્યતાવાળા તે વૃધ્ધ કહેવાય તે બાળ અને વૃધ્ધ, બને તથા રોગી અને નિરોગી બને એ પ્રમાણે ચારેમા જે ગુણો અખડ અને અસ્ફુટિત છે અર્થાત જરા પણ દોષ ન લગાડે તો તે અખડ કહેવાય અને સર્વે પ્રકારે વિરાધનાને ત્યાગે તો તે અસ્ફુટિત કહેવાય, તેને હુ કહુ છુ તે જેમ તમારે કરવાનુ છે, તેમ તમે સાભળો

दस अट्ठ य ठाणाइं, जाइ बालोऽवरज्झइ।

तत्थ अन्नयरे ठाणे, निग्गंथत्ताउ भस्सइ ॥७॥

તે સાધુ જો થોડા અથવા ઘણા દોષો લગાડે તો અગુણ કહેવાય તે અગુણ દસ અને આઠ મળી કુલ અઢાર છે, તે અસયમ સ્થાનને સાધુ બાળક બુદ્ધિએ કોઈપણ સેવે તો ભ્રષ્ટ થાય છે એટલે સાધુપણાથી દુર થાય છે તે વાત હવે સૂત્ર સ્પર્શ કરનાર નિર્યુક્તિ વડે સ્પષ્ટ કરે છે

अट्ठारस ठाणाइं आयारकहाएँ जाइ भणियाइं।

तेसिं अन्नतराग, सेवतु न होइ सो समणो॥२६७॥

અઢાર સ્થાનોને આ આચાર કથામા તીર્થંકરે કહ્યા છે. તેમાનુ એક પણ સાધુ અંગીકાર કરે તો તેં સાધુપણામા રહી શકે નહી હવે તે સ્થાન કયા છે તે નિર્યુક્તિકાર કહે છે

**वयछक्क कायछक्कं, अकप्पो गिहिभायणं।**
**पलियकनिसेज्जा य, सिणाण सोहवज्जणं ॥२६८॥**

જીવ હિંસાથી દૂર રહેવુ, વિગેરે પંચ મહાવ્રત તથા છઠ્ઠું રાત્રી ભોજન ન કરવુ એ છ વ્રતો છે, તથ પૃથ્વીકાયથી ત્રસકાય સુધી છ કાયની રક્ષા કરવી તથા નવા શિષ્યને વડી દિક્ષા આપના જે કલ્પ છે તે હવે પછીથી કહેશે, તથા કાસા વિગેરેનુ ગ્રહસ્થનુ વાસણ વાપરવુ પલગ તે સુવા મા વાપરે, તથા ગૃહસ્થના માફક ઘરબાર કરીને રહેવુ તથા સ્નાન તે શરીરના થોડા ભાગમા અથવા આખુ શરીર ધોવુ. તે તથા શરીરને શોભાયમાન કરવુ, આ બધાનો પરમાર્થ એ છે કે સાધુપણામા રહેવા માટે છ વ્રત પાળવા છ કાયની રક્ષા કરવી સાધુને યોગ્ય અહાર, વસ્ત્ર વિગેરે લેવા, તથા ગ્રહસ્થના વાસણ ન વાપરવા પલગમા ન સુવુ ગ્રહસ્થની માફક ઘર કરીને બેસવુ નહી. તથા સ્નાન કરવુ નહી, તથા બાળ ઓળવા વિગેરે શરીરની શોભા ન કરવી આ અઢાર બાબતો જો ન પાળે તો સાધુ ધર્મથી ભ્રષ્ટ થાય છે

**तत्थिमं पढमं ठाणं, महावीरेण देसिअं ।**

**अहिंसा निउणा दिट्ठा, सव्वभूएसु संजमो॥८॥**

પ્રથમ હિંસાનુ સ્વરૂપ બતાવે છે. પૂર્વે કહેવા અઢાર ગુણો ન પાળે તો ભ્રષ્ટ થાય છે. એવુ જીનેશ્વરે કહ્યુ તેમા હિંસાથી દુર રહેવુ, તે અહિંસા છે સાધુએ આધાકર્માદિ આહાર પણ ન લેવો તેમા પણ સૂક્ષ્મ હિંસા લાગે છે. તેથી પોતે આધાકર્મ ન ખાય ન ખવડાવે અને ખાનારને ભલો જાણે નહી તો તે અહિંસા કહેવાય તે પ્રમાણે પાળે, તે સંયમ કહેવાય તેવુ જીનેશ્વરે કહ્યુ છે સર્વ ભૂતોની રક્ષા કરવાનુ જૈન ધર્મમા છે પણ બીજે તેવુ જીવ રક્ષાનુ કર્તવ્ય નથી કારણ કે તેઓ તેમના માટે રાંધેલુ ખાય છે આ અહિંસા નિપુણ છે કારણ કે તે આધાકર્મી આહારને ત્યાગે છે આ શાંઅમાજ છે એમ નહીં પણ સર્વજ્ઞ ભગવાન સાક્ષાત દેખે છે હવે વધારે ખુલાસાથી કહે છે

**जावंति लोए पाणा, तसा अदुव थावरा।**
**ते जाणमजाणं वा, न हणे णोवि घायए ॥९॥**

જગતમા જેટલા જીવો છે, તેમાં ત્રસ અને સ્થાવર એવા બે ભેદ છે તે જીનેશ્વરની આજ્ઞા પ્રમાણે માનવા, અને એમને જાણીને રાગદ્વેષથી અથવા અજાણપણામા પ્રમાદથી હણે નહી બીજા પાસે હણાવે નહી તથા બીજો કોઈ હણતો હોય તો તેની પ્રસંસા ન કરે એટલા માટે આ અહિંસાને નિપુણ

(સુંદર) જીનેશ્વરે સાક્ષાત્ દેખી છે આ અહિંસા સુંદર શા માટે છે તે બતાવે છે

सव्वे जीवावि इच्छति, जीविउं न मरिज्जिउ ।
तम्हा पाणवहं घोर, निग्गथा वज्जयत्ति णं ॥१०॥

સર્વે જીવો જીવવાને ઇચ્છે છે, પણ દરેકને પ્રાણ વહાલા હોવાથી મરવાને ઈચ્છતા નથી તેટલા માટે પ્રાણવધ તે દુઃખ નો હેતુ હોવાથી ભયંકર જાણીને સાધુઓ હિંસાને ત્યાગે છે (સૂત્રમા 'ણું' શબ્દ છે તે ફક્ત વાક્યની શોભા માટે છે જેમ ગુજરાતીમા કવીતામાં 'લોલ' શબ્દ વપરાય છે)

अप्पगट्ठा परट्ठा वा, कोहा वा जइ वा भया ।
हिंसगं न मुसं बूआ, नोवि अन्नं वयावए॥११॥

પ્રથમ સ્થાનમા અહિંસા બતાવી બીજામા જુઠ ન બોલવુ તે બતાવે છે પોતાના માટે જુઠુ બોલે જેમકે પોતે માંદો ન હોય છતા હુ માદો છુ. તેથી મારે આ વસ્તુ જોઇએ એમ કહે તેજ પ્રમાણે બીજો માંદો ન હોય છતા માદો કહી કંઇ કંઇ સ્વાર્થ સાધે અથવા ક્રોધથી બીજાને તે દાસ ન હોય છતા 'દાસ' કહી અપમાન કરે, એ પ્રમાણે માનથી પોતે પંડિત ન હોય છતા પંડિત તરીકે ઓળખાવે તથા ગોચરીમા જવાના પ્રમાદથી કપટથી કહે મારો પગ દુખે છે પણ પગ દુખતો ન

अहिंसा निउणा दिट्ठा, सव्वभूएसु संजमो॥८॥

પ્રથમ હિંસાનુ સ્વરૂપ બતાવે છે. પૂર્વે કહેલા અઢાર ગુણો ન પાળે તો ભ્રષ્ટ થાય છે. એવુ જીનેશ્વરે કહ્યુ તેમા હિંસાથી દુર રહેવુ, તે અહિંસા છે સાધુએ આધાકર્માદિ આહાર પણ ન લેવો તેમા પણ સૂક્ષ્મ હિંસા લાગે છે તેથી પોતે આધાકર્મ ન ખાય ન ખવડાવે અને ખાનારને ભલો જાણે નહી તો તે અહિંસા કહેવાય તે પ્રમાણે પાળે, તે સંયમ કહેવાય તેવુ જીનેશ્વરે કહ્યુ છે સર્વ ભૂતોની રક્ષા કરવાનુ જૈન ધર્મમા છે પણ બીજે તેવુ જીવ રક્ષાનુ કર્તવ્ય નથી કારણ કે તેઓ તેમના માટે રાધેલુ ખાય છે આ અહિંસા નિપુણ છે કારણ કે તે આધાકર્મી આહારને ત્યાગે છે આ શાસ્ત્રમાત્ર છે એમ નહીં પણ સર્વજ્ઞ ભગવાન સાક્ષાત દેખે છે હવે વધારે ખુલાસાથી કહે છે

जावंति लोए पाणा, तसा अदुव थावरा।

ते जाणमजाणं वा, न हणे णोवि घायए ॥९॥

જગતમા જેટલા જીવો છે, તેમા ત્રસ અને સ્થાવર એવા બે ભેદ છે તે જીનેશ્વરની આજ્ઞા પ્રમાણે માનવા, અને એમને જાણીને રાગદ્વેષથી અથવા અજાણપણામા પ્રમાદથી હણે નહી બીજા પાસે હણાવે નહી તથા બીજો કોઈ હણતો હોય તો તેની પ્રસંસા ન કરે એટલા માટે આ અહિંસાને નિપુણા

(સુંદર) જીનેશ્વરે શાક્ષાત્ દેખી છે આ અહિંસા સુંદર શા માટે છે તે બતાવે છે

सव्वे जीवावि इच्छति, जीविउं न मरिज्जिउं ।
तम्हा पाणवहं घोरं, निग्गंथा वज्जयंति ण ॥१०॥

સર્વે જીવો જીવવાને ઇચ્છે છે, પણ દરેકને પ્રાણ વહાલા હોવાથી મરવાને ઇચ્છતા નથી તેટલા માટે પ્રાણવધ તે દુઃખનો હેતુ હોવાથી ભયંકર જાણીને સાધુઓ હિંસાને ત્યાગે છે (સૂત્રમા 'ણ' શબ્દ છે તે ફક્ત વાક્યની શોભા માટે છે જેમ ગુજરાતીમા કવીતામાં 'લોલ' શબ્દ વપરાય છે)

अप्पणट्ठा परट्ठा वा, कोहा वा जइ वा भया ।
हिंसगं न मुसं बूआ, नोवि अन्नं वयावए॥११॥

પ્રથમ સ્થાનમા અહિંસા બતાવી બીજામા જુઠ ન બોલવુ તે બતાવે છે. પોતાના માટે જુઠુ બોલે જેમકે પોતે માંદો ન હોય છતા હુ માંદો છુ. તેથી મારે આ વસ્તુ જોઇએ એમ કહે તેજ પ્રમાણે બીજો માંદો ન હોય છતા માંદો કહી કંઇ પણ સ્વાર્થ સાધે અથવા ક્રોધથી બીજાને તે દાસ ન હોય છતાં 'દાસ' કહી અપમાન કરે, એ પ્રમાણે માનથી પોતે પંડિત ન હોય છતા પંડિત તરીકે ઓળખાવે તથા ગોચરીમા જવાના પ્રમાદથી કપટથી કહે મારો પગ દુખે છે પણ પગ દુખતો ન

હોય, તથા લોભથી જુઠુ બોલે જેમકે શુધ્ધ આહાર મળતો હોય પણ સ્વાદિષ્ટ ન હોય તો ગ્રહસ્થને કહે, આ તો હમારે સાધુને ખપે તેવો નથી. એ પ્રમાણે બોલે ભયથી જુઠુ બોલે એટલે પાપ કર્યું હોય છતા દંડ આપશે એમ સમજી ગુન્હો કબુલ ન કરે, અથવા જેમ તેમ ખોટુ બોલે, તે પ્રમાણે બીજાની હાસી કરવા જુઠુ બોલે, આ જુઠુ બોલવુ પરપીડા કરનારૂ છે માટે સાધુએ સર્વથા જુઠુ ન બોલવુ બીજાની પાસે ન બોલાવવુ જુઠુ બોલનારને ભલો જાણવો નહી.

मुसावाओ उ लोगम्मि, सव्वसाहूहिं गरिहिओ ।
अविस्सासो अ भूआणं. तम्हा मोसं विवज्जए१२

જુઠાને આ લોકમા બધા સાધુ પુરૂષોએ નિંદ્યો છે કારણ બાજા વ્રતોને તે નાશ કરનાર છે તથા લીધેલી પ્રતિજ્ઞા ન પાળવાથી તેનો કોઇ વિશ્વાસ ન કરે, તેથી જુઠો સાધુ સર્વેને વિશ્વાસ કરવા યોગ્ય નથી, માટે સાધુએ જુઠને તજે

चित्तमंतमचित्त वा, अप्पं वा जइवा वहुं ।
दंतसोहणमित्तंपि, उग्गहंसि अजाइया ॥१३॥

ત્રીજા સ્થાનમા ચોરી ન કરવી તે બતાવે છે જીવવાળી તે જીવ એટલે બે પગવાળા પુરૂષ, સ્ત્રી અથવા બાળક તેની ચોરી સાધુ ન કરે અથવા અચિત સોનુ વિગેરે ન લે,

અથવા હલકી કીમતનુ અથવા હલકા પ્રમાણનુ તથા ભારે કીમતનુ કંઇ પણ ન લે, તથા દાંત ખોતરવાની ઘાસની સળી પણ પૂછય વિના ન લે

तं अप्पणा न गिण्हंति नोऽवि गिण्हावए परं ।
अन्नं वा गिण्हमाणंपि, नाणुजाणंति संजया ॥१४॥

તેટલા માટે સાધુઓ સચિત્ત વસ્તુ ત્યાગેલી હોવાથી પોતે ન લે ને બીજા પાસે લેવડાવે નહી તથા લેનારને ભલો જાણે નહી (વળી સાધુને યોગ્ય વસ્તુ પણ ગૃહસ્થ પાસે યાચના કરીને વાપરે) પણ પૂછયા વિના ન લે

अबभचरिअं घोरं, पमाय दुरहिट्ठिअं ।
नायरंति मुणी लोए, भेआययणवज्जिणो ॥१५॥
मूलमेयमहम्मस्स, महादोससमुस्सयं ।
तम्हा मेहुणसंसग्गं, निग्गंथा वज्जयंति णं ॥१६॥

ચોથુ સ્થાન કહે છે સ્ત્રી સંગ તે મહા ભય કર છે, કારણ કે તેનાથી બીજા ઉપર દુષ્ટ ભાવ ઉત્પન્ન થાય છે. તથા બધા પ્રમાદનુ મુળ હોવાથી (ધર્મ ક્રિયામા) પ્રમાદ થાય છે અને જીનેશ્વરના વચન પ્રમાણે અનંત સંસાર ભ્રમણ કરાવનાર હોવાથી દુરાશ્રય છે એટલા માટે ચારિત્રના ભેદનુ સ્થાન જાણીને

આ લોકમા મુનિઓ સ્ત્રી સગ કરતા નથી વળી આ અધર્મનુ મૂળ છે તથા આ લોકમા મોટો દોષ એ છે કે તેનાથી ચોરી વિગેરે કરવી પડે, અને પરલોકમા દુર્ગતિ મલે, આવુ જાણીને મૈથુનનો સસર્ગ સ્રીથી વાત કરવી વિગેરે છે, તે પણ સાધુઓ ત્યાગે છે

विडमुब्भेइमं लोणं, तिल्लं सप्पिं च फाणिअं ।
न ते संनिहिमिच्छंति, नायपुत्तवओरया ॥१७॥
लोहस्सेस अणुप्फासे, मन्ने अन्नयरामवि ।
जे सिआ सन्निहिं कामे, गिही पव्वइए न से॥१८॥

હવે પાચમુ સ્થાન કહે છે ગાયના મુતરથી પકાવેલુ બિડ-(નિમક, મીઠુ) અથવા સમુદ્રના પાણીનુ સુકવેલુ નિમક તે અચિત્ત હોય અથવા સચિત્ત હોય તેજ પ્રમાણે તેલ, ઘી, ગોળની રાબ, આ બધી વસ્તુઓનો મહાવીરના વચનમા રક્ત સાધુઓ સગ્રહ ન કરે તીર્થંકરો તથા ગણધરો કહે છે કે —એ લોભથી સગ્રહ કરવાનો જરા ભાવપણ કરે તો તેને ગૃહસ્થી કહેવો, પણ સાધુ ન કહેવો, અને તે પોતે નારકી વીગેરે દુર્ગતિનો અધીકારી છે

जंपि वत्थं व पायं वा, कंबलं पायपुंछणं ।
तंपि संजमलज्जट्ठा, धारंति परिहरंति अ ॥१९॥

અહીંયાં સાધુ પોતે ધર્મના ઉપકરણ રાખે તેમાં દોષ નથી તે બતાવે છે જે પ્રમાણે શાસ્ત્રકારે વસ્ત્ર તે ચોળપટો, (નિચેનું વસ્ત્ર) આદર (તે ઉપરનું વસ્ત્ર) તથા પાત્ર તે લાકડાનું તુંબાનું કે માટીનું હોય અથવા વેધોરતુમાં વાપરવાને ગમતા હોય અથવા પગ પુંજવાનું રજોહરણ વિગેરે છે તે ગુપ્ત ભાગ ઢાંકવા તથા સંયમની રક્ષા માટે જેવા બનાવ્યા હોય તે પ્રમાણે રાખવાથી સંયમ પળે છે જેમકે જો કપડું ન હોય તો ગૃહસ્થની સ્ત્રીઓ શરમાય પોતાનાથી ગોચરી પણ ન થાય તથા હાથમાં આહાર લેતાં ઢળે અથવા ગૃહસ્થના વાસણમાં લેતા તે પાછળથી કાચા પાણીથી વાસણ ધુવે તો સાધુને દોષ લાગે એટલા માટે સાધુઓ વિધિએ પાત્ર વીગેરે સંયમ રક્ષણ માટે અને લજ્જાના માટે વાપરે અને ખાસ કારણ આવે તો માગે પણ ખરા, અથવા જરૂર પરેથી મમતા રહીત થઇ વાપરે

न सो परिग्गहो वुत्तो, नायपुत्तेण ताइणा ।
मुच्छा परिग्गहो वुत्तो, इअ वुत्तं महेसिणा॥२०॥

એટલા માટે ભાગ્યશેર વસ્ત્ર પાત્ર પાસે રહેવા છતા તેને જ્ઞાત પુત્ર (મહાવીર પ્રભુ) જે સર્વ જીવોના રક્ષક .છે તેમણે કેવળ જ્ઞાનથી જાણીને સ્વપરની રક્ષા કરનાર આ વસ્ત્ર પાત્રને પરિગ્રહ કહ્યો નથી પણ મૂર્છા એટલે ગણધરો કહે છે કે તે વસ્તુ ઉપર મુર્છા રાખે, તો તેને પરિગ્રહ કહેવો

सव्वत्थुवहिणा बुद्धा, संरक्खणपरिग्गहे ।
अवि अप्पणोऽवि देहंमि, नायरंति ममाइयं॥२१॥

શકા—વસ્ત્ર હોય તો પરીગ્રહ કેમ નહી ? તેનો ખુલાસો કરે છે સમ્યગ્ બોધ વડે અજ્ઞાનનો નાશ થાય છે એટલે તત્વને જાણનારા સાધુઓ છ જીવનિકાયની રક્ષા કરવાને માટેજ આ વસ્ત્ર પાત્ર રાખે છે, તથા તેને આવશ્યક વસ્તુઓ માનીને વાપરવા છતા તેના ઉપર આ મારૂ છે એવો મમત્વ રાખતા નથી, પણ વસ્ત્ર કરતા વધારે ઉત્તમ પોતાના શરીર ઉપર પણ તત્વના જાણુ હોવાથી મમતા રાખતા નથી જો સયમની રક્ષા ન થતી હોય તો અણસણ કરી જીવિતનો અત લાવે છે તેથી દેહ કે પાત્ર કે વસ્ત્ર ઉપર સાધુને મમત્વ નથી, (પણ કર્મ ખપાવવા સ્વપરના રક્ષણ માટે શાસ્ત્રોકત મર્યાદાએ વાપરે છે) જેમ મમતા રહિત કાયામા છે તેજ પ્રમાણે વસ્ત્રમા પણ મમતા રહિત છે

अहो निच्च तवो कम्मं, सव्वबुद्धेहिं वण्णिअं ।
जाव लज्जासमा वित्ती, एगभत्तं च भोअणं ॥२२॥

તેથી તેઓ શુ કરે છે તે છઠુ સ્થાન બતાવે છે સર્વ દોષોને દુર કરનાર ગુણોની વૃદ્ધિ કરનાર તપ જે જીનેશ્વર તથા ગણધરોએ બતાવેલ છે સયમને વિરોધ ન કરે, પણ

પુષ્ટિ કરનાર વૃત્તિ છે માટે તે તપને સાધુઓ કરે પણ દેહને ટકાવી રાખવાના માટે રાગદ્વેષ રહિતપણે દિવસમા એકવાર ભોજન કરે

सत्तिमे सुहुमा पाणा, तसा अदुव थावरा ।
जाइं राओ अपासंतो, कहमेसणिअं चरे ? ॥२३॥

રાત્રીમા શા માટે નહી ? તે બતાવે છે કેટલાક સૂક્ષ્મ જીવો જે ત્રસ કે સ્થાવર હોય તેને સાધુ દીવા કે ચદ્રના પ્રકાશ મા આખથી બરોબર જોઈ શકતો નથી તેથી ગોચરી લાવતા કે ભોજન કરતા જીવોની રક્ષા ન કરી શકે તો શુદ્ધ ગોચરી કેવી રીતે થાય ?

उदउल्लं बीअससत्तं, पाणा निवडिया महिं ।
दिआ ताइं विवज्जिज्जा, राओ तत्थ कहं चरे ? ॥२४॥

રાતના ભિનાસમા લીલણ ફુલણ હોય અથવા સચિત્ત બીજ યુકત હોય અથવા તે પ્રમાણે ઘી, વિગેરેમા કીડી, મ કોડી હોય, તથા ઓસામણ, છાસ વિગેરેમા પણ ડાસ, મચ્છર ઉડતા પડેલા જીવો હોય,

શકા દીવસે પણ તે જીવો હોય છે તો શુ કરવુ

ઉત્તર સાધુ પરલોકની ભીતિએ દિવસે બરોબર આખે જોઈને ગોચરી કરે તેમા દોષિત લીલણ ફુલણવાળી સભાળીને

તજી ? તેથી જીવને રક્ષા થાય પણ તેમ રાતના ન થાય માટે સાધુ રાત્રી ભોજન તજે, કારણ કે રાતના ગોચરી જાય તો સયમનો પણ અસભવ છે

एअ च दोस दट्ठूण, नायपुत्तेण भासिअ ।
सव्वाहार न भुंजति, निग्गथा राइभोअणं ॥२५॥

હવે ઉપદેશ આપે છે આ બધા જીવની હિસા વિગેરે દોષોને જાણીને તથા પોતાને પણ પડના પીડા થાય તેવુ સમજીને મહા વીર પ્રભુએ કહ્યુ છે કે સાધુઓએ ચારે પ્રકારના ખ નપાનને રાત્રીમા ન વાપરવુ, (ન રાખવુ )

पुढविकायं न हिंसति, मणसा वयसा कायसा ।
तिविहेणं करणजोएणं, सजया सुसमाहिआ॥२६॥

છ વ્રતનુ વર્ણન કર્યું હવે છ કાયાના રક્ષણનુ વર્ણન કરે છે પ્રથમ પૃથ્વીકાયનુ બતાવે છે એટલે પૃથ્વીના જીવોને દુખ થતુ જાણીને ખોતરવા વડે કે બીજી કોઇ રીતે મન, વચન, કાયાથી ન કરે, ન કરાવે, ન અનુમોદે એ ત્રણ કરણ છે તથા પૂર્વના ત્રણ યોગ છે તેને સમજીને પૃથ્વીકાય ની હિસા ન કરે એ સાધુઓ સયત છે, અને સમાધિમા રહેલા જાણવા આ સાતમુ સ્થાન થયુ

पुढविकाय विहिंसतो, हिंसई उ तयस्सिए ।

तसे अ विविहे पाणे, चक्खुसे अ अचक्खुसे॥२७॥

હવે હિંસાના દોષ કહે છે. પૃથ્વીકાયને ખોતરવા વિગેરે થી જે હણે છે તે પૃથ્વી સીવાય જે બીજા જીવો તેને આશ્રયે રહેલ પાણી તથા બે ઇંદ્રિય વિગેરે અનેક ત્રસ સ્થાવરો છે જે આંખે દેખાય અથવા ન દેખાય તેવા છે તેમને પણ હણે છે

तम्हा एअं विआणित्ता, दोस दुग्गइवड्ढण ।
पुढविक्कायसमारंभं, जावजीवाइ वज्जए ॥२८॥

એ પ્રમાણે પૃથ્વીકાય તથા તેને આશ્રયે રહેલા બીજા જીવોની હિંસા થતી જાણીને તેનાથી દુર્ગતિનું વધવું જાણીને પૃથ્વીકાયનો આરંભ જે જમીન ખોતરવી વિગેરે છે, તે સાધુઓ આખી જીંદગી સુધી તજે

आउकायं न हिंसंति, मणसा वयस कायसा ।
तिविहेण करणजोएण, संजया सुसमाहिआ ।२९।
आउकाय विहिंसंतो, हिंसई उ तयस्सिए ।
तसे अ विविहे पाणे, चक्खुसे अ अचक्खुसे ।३०।
तम्हा एअ विआणित्ता, दोसं दुग्गइवड्ढणं ।
आउकायसमारभं जावजीवाइ वज्जए ॥३१॥

હવે પૃથ્વીકાય માફક અપકાય એટલે પાણીના એક બિંદુ મા પણ અસખ્યાતા જીવો જાણીને તથા તેને આશ્રયે રહેલા નાના મોટા અનેક જીવોને દુખ થતુ જાણીને સાધુ ભગવતો મન, વચન કાયાથી અને ત્રણ કરણથી અપકાયની હિસા આખી જીદગી સુધી ત્યાગે છે આ આઠમુ સ્થાન થયુ

जायतेअ न इच्छंति, पावगं जलइत्तए ।
तिक्खमन्नयरंसत्थं, सव्वओऽवि दुरासयं ॥३२॥

હવે નવમુ સ્થાન કહે છે પૃથ્વી માફક અગ્નિમા પણ જીવો જાણીને તેની રક્ષા કરવી તે કહેછે જેનાથી તેજ (બળ-તોપ્રકાસ) થાય તે અગ્નિ છે તે અગ્નિને મન વચન કાયાથી સાધુ બાળે નહી કારણકે તે અગ્નિ પોતે બળીને અનેક જીવોને બાળવાનુ પાપ કરે છે તે તિક્ષણ સર્વથી વધારે ભયકર શસ્ત્ર છે તે છએ કાયને બધી દિશામા તિક્ષણ ધારની માફક દુખ દે છે

पाईण पडिण वावि, उड्ढ अणुदिसामवि ।
अहे दाहिणओ वावि, दहे उत्तरओवि अ ॥३३॥
भूआणमेसमाघाओ, हव्ववाहो न संसओ ।
तं पईवपयावट्ठा, संजया किंचि नारभे ॥३४॥

પૂર્વમા પશ્ચિમમા અથવા ઉંચી નીચી તથા ખુણામાં અથવા ઉત્તર દક્ષિણમા પણ બધા જીવોનો તે હવ્યવાહ (અગ્નિ) ઘાતક છે એટલા માટે સાધુએ દીવો અથવા રાધવાના કઈપણ કામનો આરભ નકરે

तम्हा एअं विआणित्ता, दोसं दुग्गइवड्ढणं।
तेउकायसमारभ, जावजीवाइ वज्जए ॥३५॥

એટલા માટે દુર્ગતિ આપનાર દોષોને જાણીને સાધુએ આખી જીંદગી સુધી અગ્નિકાયનો આરભ છોડવો

अणिलस्स समारंभं, बुद्धा मन्नंति तारिस।
सावज्जबहुलं चेअ, नेअं ताईहि सेविअं ॥३६॥

હવેદસમુ સ્થાન કહે છે વાયુમા પણ અસખ્યાત જીવો છે તેથી તેનો સમારંભ પખાવડે કે કપડાના છેડાવડે સમારભ કરવો ઇચ્છતા નથી કારણકે તીર્થંકરો એવુ કેવળ જ્ઞાનથી જાણે છે કે અગ્નિ માફક વાયુનો સમારભ પણ જીવોને ઘાતક છે તેથી તેનુ સેવન કર્યું નથી માટે સાધુએ પણ વાયુનો સમારભ નકરવો

तालिअंटेण पत्तेण, साहाविहुअणेण वा।
न ते वीइउमिच्छंति, वेआवेऊण वा परं ॥३७॥

તે પવનનો આરંભ તાડના પંખાથી તથા પાહડાથી જેનું સ્વરૂપ ચોથા અધ્યયનમા બતાવ્યુ છે. તે પ્રમાણે પોતે પંખા વિગેરેથી હવા ખાતા નથી. તેમ બીજાની પાસે પંખો નખાવતા નથી તેમ હવાખાનારની પણ અનુમોદના કરતા નથી

जपि वत्थं व पाय वा, कंवलं पायपुंछणं ।
न ते वायमुईरंति, जय परिहरंति अ ॥३८॥

પોતાના ઉપકરણથી પણ વિરાધના નકરે તે બતાવે છે. વસ્ત્ર પાત્ર કામળ રજોહરણ વિગેરે જે ધર્મોપકરણ છે તેના વડે પણ હવા ખાતા નથી એટલુજ નહી પણ જે જોરથી પવન ચાલતા વસ્ત્રનો છેડો વિગેરે હાલતા હોય તો તેની પણ યતના કરે, બરોબર બાંધી રાખે એટલે વાયુની પોતે ઉદીરણા નકરે તેમ વસ્ત્રથી પણ વાયુને દુખ થવા નદે

तम्हा एअं विआणित्ता, दोसं दुग्गइवड्ढणं ।
वाउकायसमारभं, जावजीवाइ वज्जए ॥३९॥

ઉપર મુજબ વાયુના સમારભમા પણ દોષો જાણીને આખી જીદગી સુધી સાધુ તેનો સમારંભ તજે

वणस्सइ न हिंसति, मणसा वयस कायसा ।
तिविहेण करणजोएणं, सजया सुसमाहिआ ।४०।

वणस्सइं विहिंसंतो, हिंसई अ तयस्सिए ।
तसे अ विविहे पाणे, चक्खुसे अ अचक्खुसे॥४१॥
तम्हा एअं विआणित्ता, दोसं दुग्गइवड्ढण ।
वणस्सइसमारंभ, जावजीवाइ वज्जए ॥४२॥

હવે અગીઆરમા સ્થાનમા વનસ્પતિકાયનો આરભ તજવા કહે છે પૂર્વ માફક તેમા દોષો જાણીને સાધુએ વનસ્પતિકાયનો આરભ ન કરવો ટીકા વિશેષ નથી પણ સાદોઅર્થ પૂર્વ માફક છે કે સાધુ ત્રણ કરણ ત્રણ યોગ વડે વનસ્પતિકાયની હિંસા નકરે કારણકે વનસ્પતિ કાયમા, અનેક જીવો રહેછે તેથી તે બધાની હિંસા થાય છે, જેમાના કેટલાક આખે દેખાય અને કેટલાક દેખાતા નથી, તેટલા માટે આખી જીદગી સુધી વનસ્પતિકાયનો સમારભ સાધુ ન કરે,

तसकाय न हिंसति, मणसा वयस कायसा ।
तिविहेण करणजोएणं, संजया सुसमाहिआ ।४३।
तसकायं विहिंसंतो, हिंसई उतयास्सिए ।
तस अ विविहे पाणे, चक्खुसे अ अचक्खुसे॥४४॥
तम्हा एअ विआणित्ता, दोस दुग्गइवड्ढणं ।

तसकायसमारंभं, जावजीवाइ वज्जए ॥४५॥

બારમુ સ્થાન ત્રસકાયની રક્ષા કરવાનુ છે, તે કહે છે, ત્રસ ( હાલતા ચાલતા ) જીવોનો આરભ કરતા તેને આશ્રયે રહેલા બીજા અનેક જીવોને આખે દેખાય અથવા ન દેખાય, તેની હિસા થાય છે, માટે તેવા દોષો જાણીને સમાધિવાળા સાધુઓ ત્રસ કાયનો સમારભ આખી જીદગી સુધી ન કરે,

जाइं चत्तारि भुज्जाइ, इसिणाऽऽहारमाइणि ।
ताई तु विवज्जंतो, संजम अणुपालए ॥४६॥

હવે તેરમુ સ્થાન અકલ્પ કહે છે, છ કાયનુ રક્ષણ બતાવ્યાથી મૂળ ગુણો કહ્યા, હવે એને સાહાતા કરનારા ઉત્તર ગુણો કહે છે, શિક્ષક સ્થાપના કલ્પ અકલ્પ સ્થાપના કલ્પ તેમા પ્રથમનો કહે છે જે શિષ્ય પિડ નિર્યુક્તિ વિગેરે સૂત્ર ન ભણ્યો હોય તો તેના હાથની આણેલી ગોચરી વિગેરે ન કલ્પે. કહ્યું છે કે

"अणहीआ खलु जेण पिंडेसणसेज्जवत्थपाएसा ।
तेणाणियाणि जतिणो कप्पति ण पिंडमाईणि ॥१॥
उउवद्धंमि न अणला वासावासे उ दोऽवि णो सेहा।
दिक्खिज्जती पायं ठवणाकप्पो इमो होइ ॥२॥"

જે સાધુ પિંડેષણા તથા શય્યા વસ્ત્ર પાત્રની એષણાનું વર્ણન ન ભણ્યો હોય તો તેના હાથનો પિંડ વિગેરે સાધુને કલ્પતો નથી બીજી ગાથાનો પરમાર્થ ગીતાર્થથી જાણવો, અકલ્પ સ્થાપના કલ્પ કહે છે

पिंडं सिज्जं च वत्थं च, चउत्थं पायमेव य ।
अकप्पिअं न इच्छिज्जा, पडिगाहिज्ज कप्पिअं ॥४७॥

આહાર શય્યા વસ્ત્ર પાત્ર એ ચારે જો સાધુને અયોગ્ય હોય તો સંયમને વાચ્છનારો સાધુ ન વાપરે, જો તે અયોગ્યને ન ત્યાગે તો સત્તર પ્રકારનું સંયમ પળે નહીં ઉપર કહેલ ચાર આહાર શય્યા વસ્ત્ર અને પાત્ર અયોગ્યને ત્યાગી સાધુ યોગ્ય હોય તે ગ્રહણ કરે

जे नियागं ममायंति, कीअमुद्देसिआहडं ।
वहं ते समणुजाणंति, इअ उत्तं महेसिणा ॥४८॥

અકલ્પનીયના દોષ બતાવે છે જે સાધુ [illegible] ધારીને રોજનો એકજ જગ્યાએ પિંડ લે છે [illegible] આમંત્રણ કરી જાય અને પોતે રોજ તેને [illegible] બધાય એવીજ રીતે સાધુમાટે વેચાતું [illegible] માટે બનાવેલું તથા સાધુ માટે દૂરથી [illegible] તેમાં થએલા આરંભને સાધુઓ [illegible] પ્રભુ કહે છે ( ત્રીજા અધ્યયનમાં [illegible]

तम्हा असणपाणाइं, कीअमुद्देसिआहड ।
वज्जयंति ठिअप्पाणो, निग्गंथा धम्मजीविणो ।४९।

એટલા માટે સાધુઓ ઉપર કહેલ ચારે પ્રકારનુ આહાર વસ્ત્ર વિગેરે ખરીદેલ વિગેરે દ્રોષો વાલુ લેત નથી તે સાધુઓ સ્થિર આત્મા વાલા નિર્ગ્રંથ તથા ધર્મજીવિત વાલા છે.

कंसेसु कंसपाएसु, कुंडमोएसु वा पुणो ।
भुंजतो असणपाणाइं, आयारा परिभस्सइ ॥५०॥

સ્થાન ચૌદમાસા ગૃહસ્થના વાસણો ન વાપરવાનું કહે છે કાંસાના થાળ વાડકા કુડી વિગેરે અથવા માટીનું વાસણ હાથીના પગના આકારનુ કુંડમોદ નામનુ ( કુડુ ) વિગેરે વાસણમા સાધુ ખાય અને તે નિર્દોષ ગોચરી હોય તો પણ સાધુતાથી સાધુ ભ્રષ્ટ થાય છે.

सीओदगसमारम्भे, मत्तधोअणछड्डुणे ।
जाइ छंनति (छिप्पंति) भूआइं, दिट्ठो तत्थ असंजमो ॥५१॥

કારણકે સાધુએ વાપર્યા પછી તે વાસણોને ગૃહસ્થો સાફ કરતા કાચુ પાણી વિગેરે વાપરે તથા ગૃહસ્થની પિયાળની કુંડી

વિગેરે વાપરે તો તેથી પણ કાચાપાણીનો આરંભ થાય એટલા આટે કેવળ જ્ઞાનીએ જોયુ છે કે ગૃહસ્થનુ વાસણ વાપરતા સાધુને અસંયમનો દોષ લાગે છે. કારણકે તેમા ગૃહસ્થદ્વારા જીવો હણાય છે

पच्छाकम्मं पुरेकम्मं, सिआ तत्थ न कप्पइ ।
एअमट्ठं न भुंजंति, निग्गंथा गिहिभायणे ॥५२॥

ગ્રહસ્થનુ વાસણ વાપરતા પહેલા અથવા પછી ગ્રહસ્થો કાચુ પાણી વાપરશે તેથી સાધુને તેનુ વાસણ લેવુ ન કલ્પે તથા તેજ કારણે તેવા વાસણમા ગોચરી નકરે (કોઈ રોગાદી આસકારણે યોગ્ય વાસણના અભાવે ગ્રહસ્થનુ વાસણ લેવુ પડેતો ગ્રહસ્થને પ્રથમ અને પછી ઉપદેશ કરવો કે આપ્રમાણે કાચા પાણીથી દોષ ન લગાડવો તે ધ્યાન રાખવુ પણ અચિત્ત ધૂળ વિગેરેથી સાફ કરવુ )

आसंदीपलिअंकेसु, मुंचमासालएसु वा ।
अणायरिअमज्जाणं, आसइत्तु सइत्तु वा ॥५३॥

સ્થાન પદસ્સુ બતાવે છે માચી પલંગ ખાટલો તથા ટેકો દઈ બેસવાના આસન જેમકે ખુરશી કોચ વિગેરે સાધુ ઓને બેસવાને અથવા સુવાને વાપરવા કલપતા નથી. તેમા અપવાદ બતાવે છે

नासंदीपलिअंकेसु. न निसिज्जा न पीढए ।
निग्गंथाऽपडिलेहाए, बुद्धवुत्तमहिट्ठगा ॥५४॥

એટલા માટે જ્યા પોલી વસ્તુ હોય જેમા જીવ ભરાઇ રહેલા દેખાતા ન હોય તેની પ્રતિલેખના ( આંખથી જોવુ ) થઇ શકે નહી માટે તેને વાપરે નહી આવુ પડિત સાધુઓ જે તીર્થંકરની આજ્ઞાઓ વર્તનારા છે તેઓ કહે છે મૂળમા પીઠક શબ્દ છે તેનો અર્થ નેતરથી ભરેલા આસનો જાણવા તેમા પણ સાધુઓ ન બેસે ( જરૂર પડેતો લાકડાના પાટીયાના બનાવેલા પાટ પાટલા જેમા માકણ વિગેરે જીવો નરહે તેવા વાપરવા, ) પણ ધર્મકથા કરતા તથા જરૂર પડે ઉપદેશ અર્થે રાજ સભામા જતા આખથી દેખાય તેવી પાટ વિગેરે વાપરવા તે કહે છે,

गंभीरविजया एए, पाणा दुप्पडिलेहगा ।
आसंदी पलिअको अ, एअमट्ठं विवज्जिआ॥५५॥

આ પ્રકાસવાળા સ્થાનમા ભરાએલા ચાચડ માકણ વાળા આસન વિગેરે આખોથી તેમાના જીવો ન દેખાવાથી તેને વાપરતાં અંદરના રહેલા જીવો દુ ખ પામે છે, એટલા માટે સાધુઓ એને વાપરતા નથી,

गोअरग्गपविट्ठस्स, निसिज्जा, जस्स कप्पइ ।

इमेरिसमणायारं, आवज्जइ अबोहिअं ॥५६॥

હવે સોળમુ સ્થાન કહે છે, ગોચરીમા ગએલો સાધુ જો ગ્રહસ્થના ઘરમા બેસવાનુ રાખેતો હવે પછીના કહેવાતા અનાચારના દોષો તથા મીથ્યાત્વના દોષો લાગશે,

विवत्ती वंभचेरस्स, पाणाण च वहे वहो ।
वणीमगपडिग्घाओ, पडिकोहो अगारिण ॥५७॥

ગૃહસ્થના ઘરમા બેસવાથી બ્રહ્મચર્યને નુકશાન, જીવોના વધ થાય તેનો દોષ તથા બીજાને ભિક્ષા લેવા આવતા અટકાવ થાય તેથી તેને દ્વેષ થાય તથા ગ્રહસ્થને ક્રોધ થાય કે, ઘરની સ્ત્રી સાથે એને શુ સબધ છે

अगुत्ती वंभचेरस्स, इत्थीओ वावि सकण ।
कुसीलवड्ढणं ढाणं दूरओ परिवज्जए ॥५८॥

બ્રહ્મચર્યનુ રક્ષણુ નહી થાય તથા સ્ત્રીઓને તેના ઉપર દુરાચારની શકા ( અભિલાષા ) તેના વિકસ્વર નેત્રો જોવાથી થશે, તેથી ગ્રહસ્થના ઘરમા બેસવુ તે દોષોનુ વધારનારૂ જાણીને સાધુઓ તેને દૂરથી તજે, અર્થાત્ ગ્રહસ્થના ઘરમા નબેસે,

तिण्हमन्नयरागस्स, निसिज्जा जस्स कप्पई ।
जराए अभिभूअस्स, वाहिअस्स तवस्सिणो ॥५९॥

ત્રણ કારણવાળા યોગ્ય જગ્યાએ ગ્રહસ્થના ઘરમા બેસે તો તેમને દોષ લાગતો નથી. તે બતાવે છે વૃદ્ધાવસ્થાથી અશક્ત હોય અથવા બહુ રોગથી થાકી ગયો હોય અથવા માસ કલ્પ વિગેરે લાબા ઉપવાસથી જેની કાયા અશક્ત હોય તેવે કારણે સાધુ ગ્રહસ્થના ઘરમા અથવા બહાર થોડીવાર સુધી વીસામો લેવા બેસે છે પણ ત્યાં બેસીને ભિક્ષુક વિગેરેને અતરાય ન થાય તે સભાળ રાખે આ અપવાદ રૂપ છે

वाहिओ वा अरोगी वा, सिणाणं जो उ पत्थए ।
वुक्कंतो होइ आयारो, जढो हवइ सजमो ॥६०॥

સતરમુ સ્થાન કહેછે વ્યાધી વાળો અથવા નિરોગી જે સ્નાન કરે તો તેથી જીવોની વિરાધના થતાં અસયમ થાય છે અને સાધુએ સ્નાન કરવાથી બાહ્યતપરૂપ આચાર પળે નહી માટે સ્નાન કરવુ નહીં

सतिमे सुहुमा पाणा, घसासु भिलुगासु अ ।
जे अ भिक्खू सिणायंतो विअडेणुप्पलावए ॥६१॥

અચિત્ત પાણીએ સ્નાન કરવાથી અસયમ કેવી રીતે થાય? તે બતાવે છે પ્રત્યક્ષ દેખાતા ઝીણા જીવો (કથુવા વિગેરે) જમીનમા જ્યા પોલી જમીન હોય તેમા રહેછે તથા ભીલુગા (ફાટ-અથવા ચીરામા) રહે છે તે સ્નાનના પાણીનો રેલો જતા, તે જીવો નાશ પામે છે અને તેથી સયમનો ઘાત થાયછે.

વાળ નખ્યાજ કરે તથા સ્નાન વિગેરે ન કરવાથી તથા બ્રહ્મચર્ય તે સસારની વાચ્છના તેને શાન્ત હોવાથી તેને શોભાનુ મન શી રીતે થાય ? (ન થાય) અને વિભૂષા કરે તો દુખ પામે તે કહે છે

विभूसावत्तिअ भिक्खु, कम्मं बधइ चिक्कणं ।
ससारसायरे घोरे, जेण पडइ दुरुत्तरे ॥६५॥

જે સાધુ પોતાનો માર્ગ ભૂલીને ગ્રહસ્થની માફક શોભટ કરેતો તે શોભાના કારણથી (સ્ત્રીઓને વિભ્રમમા પાડી) અનેક પ્રકારના સસાર ભ્રમણના ચીકણા કર્મ બાધી તે કર્મથી તથા અયોગ્ય કૃત્ય કરવાથી ઘોર સસાર સાગરમા બૂડે છે

विभूसावत्तिअ चेअं, बुद्धा मन्नति तारिस ।
सावज्जबहुलं चेअ, नेयं ताईहिं सेविअं ॥६६॥

આ પ્રમાણે બાહ્ય શોભાનુ દુખ બતાવીને હવે જેઓ વિભૂષાનો સકલ્પ કરે છે તેનુ દુ,ખ બતાવે છે કે, તીર્થંકરો એવુ કેવળ જ્ઞાનથી જાણે છે કે મનમા પણ વિભષાનો સકલ્પ કરનારો સાધુ બહુ પાપના કૃત્ય કરે માટે આત્મામા આનંદ માનનારા સાધુઓ આર્તધ્યાન કરાવનારૂ આ કૃત્ય કરતા નથી. (જાણેછે કે તેથી અનત ગણુ દુઃખ ભોગવવુ પડશે )

खवंति अप्पाणममोहदंसिणो, तवे रया संजमअज्जवे गुणे। धुणंति पावाइं पुरेकडाइं, नवाइं पावाइं न ते करंति ॥६७॥

આ પ્રમાણે મૂળ ગુણ તે ૭ મહ અને ૭ કાયની રક્ષા તે બાર છે અને ઉત્તર ગુણમાં અકલ્પ ગ્રહસ્થનું વાસણ પલંગ ખુરસી (એટલે ગ્રહસ્થના જેવું ઘર,) સ્નાન અને શોભા એ ૭ ત્યાગવાથી ૭ ઉત્તર ગુણ છે, ઉત્તર ગુણ એટલે જેના વડે મૂળ ગુણ જે મહાવ્રત રૂપ છે તેને ટેકો આપે તે અઢાર સ્થાન યથા તે પૂરા પાળે તો શું થાય તે બતાવે છે

सओवसंता अममा अकिंचणा, सविज्जविज्जाणुगया जसंसिणो। उउप्पसन्ने विमलेव चंदिमा, सिद्धिं विमाणाइं उवेंति ताइणो ॥६८॥

त्तिबेमि ॥ छट्ठं धम्मत्थकामज्झयणं समत्तं ॥६॥

મોહ રહિત દર્શનવાળા અર્થાત્ બરોબર દેખનારા તેઓ અનશન વિગેરે તપમાં રક્ત, તથા સંયમ, તથા સરળતાના ગુણો ધરનારા તેઓ પ્રથમના કર્મ દૂર કરે છે, અને અપ્રમત્તપણાથી નવા પાપ બાંધતા નથી

સદા મોહની શાન્તિ છે તથા મમતાથી રહીત છે જેઓ

કઈ પણ જાતનો પરિગ્રહ રાખતા નથી તથા આત્મજ્ઞાનની વિદ્યામા રક્ત છે જે આ લોક અને પરલોકમા ઉપકારી છે ( તે શ્રુત જ્ઞાનમા નિરંતર મન રાખનારા છે તેઓ આ લોકમાં કીર્તિ મેળવે છે અને સરદ રૂતુના ચંદ્રમાની ચાંદરણી જેવા નિર્મળભાવ વાળા, સાધુ પોતાના ઉત્તમ કૃત્યથી કાતો આઠે કર્મ ત્યાગીને મોક્ષમા જાય છે અથવા ઉપર કહેલા નિર્મળ વિમાન તે વૈમાનિક દેવલોક તે સૌધર્મ અવતંસક વિગેરે ઉત્તમ વિમાનમાં ઉત્પન્ન થાય છે તે પોતે અહીંયા પણ સાધુ ધર્મમા રહીને સ્વપરનુ રક્ષણ કરવાથી ત્રાતા (રક્ષક) છે સૂત્ર અનુગમ કહો નયોનુ વર્ણન પૂર્વ માફક જાણવુ, અને ધર્મ અર્થ અને કામ એ ત્રણેને યથા યોગ્ય બનાવનારૂ આ છઠ્ઠું અધ્યયન સમાપ્ત થયુ

---

વાક્ય શુદ્ધિ નામનુ ૭ મુ અધ્યયન

હવે વાક્ય શુદ્ધિ નામનુ સાતમુ અધ્યયન કહે છે. છઠ્ઠામા કહ્યુ છે કે સાધુએ ગોચરીમા જતા પોતે જાણવા છતાં તથા પૂછવા છતા પણ ધર્મ કથા વિસ્તારથી ન કરવી પણ પોતાના ગુરૂપાસે સ્થાનમા મોકલવા અહીંયાં સાતમા અધ્યયનમા બતાવશે કે ધર્મ કથા કરનારે પ્રથમ બોલના દોષ અને ગુણો શુ થશે તે જાણીને નિર્વદ્ય વચન વડે ઉપદેશ આપવો, તેજ ગાથા કહે છે

सावज्जणवज्जाणं वयणाणं जो न याणइ विसेसं।
वोत्तुंपि तस्स ण खमं, किमंग पुण देसणं काउं ?॥१॥

સાવદ્ય અને નિરવદ્ય વચનનુ જે સાધુ વિશેષ પણું નથી જાણતો તેને બોલવાની પણ આજ્ઞા નથી. તો ઉપદેશ દેવાનો અધીકાર ક્યાથી હોય ? (તેણે ઉપદેશ ન આપવો.) આ પ્રમાણે છઠ્ઠા સાતમા અધ્યયનનો સબંધ છે એના અનુયોગદ્વારનુ વર્ણન કરવુ તેમાં પૂર્વની માફક નામ નિક્ષેપા સુધી બતાવવુ અને તેમા "વાક્ય શુદ્ધિ" વાળુ બે પદનું નામ જાણવુ તેમાં પ્રથમ વાક્યના નિક્ષેપા કહે છે

निक्खेवो अ (उ) चउक्को वक्के दव्वं तु भासदव्वाइं।
भावे भासासद्दो तस्स य एगट्ठिआ इणमो ॥२६९॥

નામ સ્થાપના દ્રવ્યભાવ એમ ચાર પ્રકારે વાક્યનો નિક્ષેપો જાણવો નામ સ્થાપના સુગમ છે દ્રવ્ય વાક્ય તે 'જ્ઞ-શરીર-ભવ્યશરીર' તે બેથી જુદુ, ભાષાદ્રવ્ય તે દ્રવ્ય વાક્ય જાણવુ એટલે બોલનારે ગ્રહણ કરેલા પણ તે પુદ્ગલો જ્યા સુધી ન બોલે ત્યા સુધી જાણવા પણ ઉચ્ચાર કર્યા પછી તે ભાષા દ્રવ્ય શબ્દ પણે પરિણામે છે તે ભાવવાક્ય છે તે વાક્યના એક અર્થ વાળા નામો નીચે મુજબ છે,

वक्कं वयण च गिरा सरस्सई भारही अ गो वाणी।

भासा पन्नवणी देसणी अ वयजोग जोगे अ ॥२७०॥

વાકય વચન ગી સરસ્વતી ભારતી ગૌ વાક્ ભાષા પ્રજ્ઞાપની દેશની વાગ્યોગ યોગ તે નિગદ સિદ્ધ છે (સ્વય સમજાય તેવા છે ) એટલે બધાનો એકજ અર્થ થાય છે

दव्वे तिविहा गहणे अ निसिरणे तह भवे पराघाए।
भावे दव्वे अ सुए चरित्तमाराहणी चेव ॥२७१॥

"દ્રવ્ય ભાષા"ત્રણ પ્રકારની છે" લેવામા કાઢવામા તથા પરને આઘાત કરવામા છે તેમા કાય યોગ વડે ભાષા દ્રવ્યનુ ગ્રહણ કરવુ તે ગ્રહણ દ્રવ્ય ભાષા છે તથા તેજ ભાષા દ્રવ્યોને વાકય યોગ વડે બહાર કાઢવા (ઉચ્ચાર કરવા) તે નિસર્ગ ભાષા છે. અને નીકળેલા ભાષાના દ્રવ્ય વડે અન્યને પોતાના રૂપે પરીણામ પમાડવા પ્રેરણા કરવાની જે ક્રિયા તે પરાઘાત છે આ ત્રણે પ્રકારની ક્રિયા દ્રવ્ય યોગનુ પ્રધાન પણુ બતાવવાની ઇચ્છાથી દ્રવ્યભાષા કહી છે અને ભાવદ્વારને વિચારતાં તેજ ભાવ ભાષા ત્રણ પ્રકારનીજ છે દ્રવ્યમા શ્રુતમા તથા ચારિત્રમા તે ભેદ લગાડવા એટલે દ્રવ્ય ભાવ ભાષા, શ્રુતભાવ ભાષા, તથા ચારિત્ર ભાવભાષા તે દ્રવ્ય ભાવ ભાષા છે તેજ પ્રમાણે શ્રુતજ્ઞાનને આશ્રયી જે બોલાય તે શ્રુતભાવ ભાષા જાણવી અને ચારિત્રને આશ્રયી જે બોલાય તે ચારિત્ર ભાવ ભાષા જાણવી આ ત્રણે પ્રકારની ભાષા બોલનારા દ્રવ્ય ભાવના પ્રધાન

પણુાની અપેક્ષાએ ભાવભાષા છે અને તેજ ઓઘથી દ્રવ્ય વિ-ગેરેની આરાધના બનાવવાથી આરાધની કહેવાય છે અને 'ચ' શબ્દથી વિરાધના તથા ઉભય અનુભય થાય છે તે પણ દ્રવ્યાદિ આરાધના વિગેરેથી જાણવી, વાદીની શંકા—અહીંઆ દ્રવ્ય ભાવ વાક્યનું સ્વરૂપ બનાવવુ કારણકે તેનો વિષય છે ત્યારે ભા-ષાનુ વર્ણન શામાટે કરો છો? ઉત્તર—વાક્ય અને ભાષા બન્ને એક અર્થવાળા હોવાથી દોષ નથી ખરી રીતે જોતા વાક્યનું જ વર્ણન ચાલે છે આગાથાનો સામટો અર્થ કહ્યો, પણ અવયવનો અર્થ હવે કહેશે તેમા દ્રવ્ય અને ભાવ ભાષાને ધ્યાનમા રાખીને આરાધની વિગેરે ભાષાના ભેદની યોજનાને કહે છે

आराहणी उ दव्वे सच्चा मोसा विगहणी होइ।
सच्चामोसा मीसा असच्चमोसा य पडिसेहा॥२७१॥

આરાધની ભાષાનુ વર્ણન કરે છે પરલોકની પીડા ન થાય તેવી રીતે વસ્તુને કહે તે આરાધની ભાષા છે તે દ્રવ્ય સંબંધી ભાવભાષા તે સત્યાભાષા જાણવી અને મૂળમા તુ શબ્દ છે તેથી જાણવુ કે તે દ્રવ્યથી કોઇ વિરાધની પણ સત્ય હોઈ શકે પરપીડા સંરક્ષણના રૂગના ભાવને આરાધવાથી સત્ય છે અને વિરાધનાથી મૃષાભાષા વિરાધની થાય છે એટલે દ્રવ્યને બીજી રીતે કહેવાથી વિરાધના થાય એજ પ્રમાણે કંઈક સાચી કંઈક જુઠી તે મિશ્રભાષા થાય છે એટલે તેમા થોડુ

આરાધનાનુ ફળ હોય અને થોડુ વિરાધનાનુ ફળ હોય છે-તથા આરાધની ન હોય, તેમ વિરાધની પણ ન હોય તેવી ભાષા અસત્ય મૃષા ભાષા કહેવાય તેનાથી કહેવાતા દ્રવ્યમા સત્ય અને અસત્ય એ બનેનો અભાવ છે આ ચાર ભાષાનુ સ્વરૂપ ઉદાહરણોવડે ખુલ્લુ થશે, પ્રથમ સત્યભાષાનુ વર્ણન કરે છે

जणवयसम्मयठवणा नामे रूवे पडुच्च सच्चे अ।
ववहारभावजोगो दसमे ओवम्मसच्चे अ ॥२७३॥

સત્યવાક્ય દશ પ્રકારનુ છે તેમા જનપદ સત્ય વિગેરે ભેદો છે તેમા જુદા જુદા દેશના લોકો જુદી જુદી ભાષા બોલે છે તેથી એક બીજાનુ બોલવુ એક બીજાના અર્થને મળતા પણ હોય અને તેથીજ તેમનો વહેવાર ચાલે તો તે જનપદ-(દેશ) સત્ય જાણવુ, જેમકે ઉદકને કોકણ વિગેરે દેશમા પય -પિચ્ચ ઉદક નીર વિગેરે કહે તે બધુ લુચ્ચાઇ વિનાનુ હોવાથી જુદાજુદા દેશને ઇચ્છીત અર્થને મેળવવામા ઉપયોગી હોવાથી જે દેશમા જે શબ્દ બોલાય તો તેને વાપરવામા હરકત નથી અને તે જનપદ સત્ય કહેવાય એ પ્રમાણે બીજા ભેદો-પણ જાણવા સમત-સત્ય એટલે કુમુદ કુવલય ઉત્પલ તામરસ એ આઠે એક સરખા પક (કાદવ)મા ઉત્પન્ન થાય છે છતા ગોવાળીઆથી બધાને એજ માન્ય છે કે અરવિંદનેજ પકજ કહેવુ, હવે સ્થાપના સત્ય કહે છે, મુદ્રા (વીટી અથવા શીકકો)

મા જે લેખ લખાય અક્ષરકોતરાય કે આ તોલમા માસો છે અથવા આ કાર્ષાપણ (એકજાતનો શીકકો) આ સો છે આ હજાર છે (હુડી, નોટ, વિગેરેમા તે આકડા પ્રત્યક્ષ છે) નામ સત્ય તે કોઇ માણસ કુળને વધારનારો ન પણ હોય તોપણ કુળવર્ધન નામ પાડયુ હોય તો તે પણ સત્ય છે. એ પ્રમાણે ધનવર્ધન ન હોય તો પણ ધનવર્ધન નામ પાડે તે સત્ય છે તે પ્રમાણે યક્ષ ન હોય, છતા નામ યક્ષ પાડે તો તે યક્ષ કહેવાય હવે રૂપ સત્ય કહે છે કોઈનામા તેવા ગુણો ન હોય છતા તેવુ રૂપ ધારે તો તે રૂપસત્ય કહેવાય, જેમકે કોઇમા સાધુના ગુણો નથી પણ સાધુનો વેષ ધારે તો તે રૂપ સાધુ કહેવાય છે પ્રતીત્યસત્ય કહે છે જેમકે, અનામીકા આગળીનુ બીજી આગળી સાથે સરખાપણુ કરતા તે લાબી ટુકી કહેવાય તે પ્રમાણે આ અનત પરીણામ વાળા દ્રવ્યનુ તે તે સહકારી કારણોના સબધથી તે તે રૂપ પ્રગટ થાય છે તે પ્રતીત્યસત્ય કહેવાય છે હવે વ્યવહાર સત્ય કહે છે (ઘાસ બળતુ હોય) છતા પહાડ બળે છે તેમ કહેવાય છે પાણી ઝરતુ હોય છતા ઘડો ઝરે છે એમ કહેવાય છે, તથા પેટ છતા અનુદરા (પેટવિનાની) કન્યા કહેવાય છે તે આગળ કહેશે, અનોમા એટલે પેટ ઉપર વાલ ઓછા હોય, તેને કહેછે એ પ્રમાણે એડકા તથા પહાડમા રહેલ ઘાસનુ બળવુ આ પ્રમાણે વહેવાર વર્તે છે અનુદરાનો અર્થ આછે ક, જે કન્યાને પુરૂષથી ગર્ભ

રૂહેવાનો તે સમયે સભવ ન હોય, તો તે અનુદરા શ્રી કહેવાય છે, તથા કાપવા યોગ્યરૂવા વધ્યા નહોય તો યોગને અલોમ એડક કહે છે ભાવ સત્ય આ પ્રમાણે છે બગલામા પાચ રગ હોય પણ તેમા પીળો રગ વધારે હોવાથી પીળા કહેવાય છે તથા યોગ સત્ય તે આ પ્રમાણે છે છત્રના યોગથી છત્રી કહેવાય, અને દડના યોગથી દડી કહેવાય એ પ્રમાણે ઉપમા સત્ય જાણવુ તે તલાવ મોટુ હોય તો સમુદ્ર જેવુ કહેવાય છે આ દશ પ્રકારની સત્યભાષા કહી એટલે જનપદ સમત સ્થાપના નામ રૂપ પ્રતીત્ય વ્યવહાર ભાવ જોગ ઉપમા સત્ય એ દસ પ્રકારની સત્ય ભાષા છે હવે મૃષા ( જુઠી ) ભાષા કહે છે

## कोहे माणे माया, लोभ पेज्जे तहेव दोसे अ।
## हासभए अक्खाइय उवघाए निस्सिआ दसमा॥२७१

ક્રોધથી પિતા પુત્રને કહે કે તુ મારો પુત્ર નથી અથવા ક્રોધમા જે કઈ બોલાય તે આશય વિપરીત હોવાથી તે બધુ જુઠુ છે તે પ્રમાણે માનમા ચડેલા પાસે ધન ઓછુ હોય છતા તેને કોઈ પૂછે તો કહેકે હુ બહુ ધનવાનછુ તથા કપટ જુઠ તે આ પ્રમાણે છે, માયા કરનારા ( ખેલકરનારા વાદી વિગેરે) બોલેકે ગોળો નષ્ટ પામ્યો (ઉડીગયો) તે પ્રમાણે લોભથી વાણીઆ વિગેરે જે ભાવે વેચ્યુ લીધુ હોય તેથી જુદો ભાવ

બતાવે તે છે પ્રેમથી જુઠુ-હાસ ન હોય છતા કહેકે હુ તારો હાસછુ દ્વેષ જુઠ તે ગુણવાનને પણ અગુણી કહે હાસી (મશ્કરી) નુ જુઠ તે મશ્કરાઓ કોઈનુ કઈલે અને પૂછતા કહે કે મે જોયુ નથી ભયજુઠ તે ચોરો પકડાતા જુઠુ બોલે કે મે કાઈ લીધુ નથી કથા જુડ તે મીઠુ મરચુ ભભરાવીને ગમે તે વાત બનાવી કાઢે તે તથા ઉપઘાત જુઠ એ ચોર ન હોય છતા તેને ચોરીનુ તોહમત મુકીને ચોર કહેવો એ પ્રમાણે ક્રોધ માન માયા, લોભ, પ્રેમ, દ્વેષ હાસ્ય, ભય, તથા કહાણી તથા ઉપ ઘાતને આશ્રયી દસ પ્રકારની અસત્ય ભાષા જાણવી હવે, સત્યા મૃષા (મિશ્ર) ભાષાને કહે છે

उप्पन्नविगयमीसग जीवमजीवे अ जीवअन्जीवे ।
तहऽणतमीसगा खलुपन्ति अद्धा अ|अद्दद्धा ।२७५।

જેમકે કોઈ નગરને આશ્રયી બોલે કે આજે દશ બાળક જનમ્યા હવે જો દશ કરતા ઓછા, અથવા વધારે જનમ્યા હોય તો તેમા મિશ્ર ભાષા વ્યવહારથી કહેવાય જેમકે એક માણસ બીજાને કહે કે હુ તને સવારે સો રૂપીઆ આપીશ, પણ પચાસ આપે તો તે વહેવારમા સત્ય અસત્ય કહેવાય છે. એટલે સર્વથા ના આપે તો જુઠ કહેવાય પણ ઓછા આપે તો મિશ્ર કહેવાય તેમજ બીલકુલ ન જનમ્યા હોય તો જુઠ ભાષા કહેવાય તે પ્રમાણે મરવાને આશ્રયી પણ જાણવુ જેમ કે

કોઈ નગરમા આજે દશ બુઢ્ઢા માણુસ મરી ગયા, તેથી ઓછા વધતા મરેલા હોય તો તે પણ મિશ્ર ભાષા જાણવી એટલે આ જન્મ મરણને આશ્રયી મિશ્ર ભાષા જાણવી તથા જીવ સબધી એટલે જીવતા અને મરેલા કરમીયા હોય તો જીવતા કરમીયા બોલતા મિશ્ર ભાષા કહેવાય, અથવા અજીવ મિશ્ર તે અજીવ સબધી ઘણા કરમોયા મરેલા હોય, અને થોડા જીવતા હોય તો કહે કે મરેલા કરમીયા તો તે મિશ્ર ભાષા કહેવાય જીવાજીવ મિશ્ર તે કોઇપણ માણુસ એમ કહે કે આટલાજ મરેલા અને આટલાજ જીવતા કહેતા તેથી ઓછા વધારે મરેલા જીવતા હોય તો તે જીવાજીવ આશ્રયી મિશ્ર કહેવાય તથા અનત મિશ્ર તે મૂળા, કદ વિગેરેના પાદડામા પ્રત્યેક (પરીત) વનસ્પતિના જીવો હોય તે બધાને અનતકાય કહેવાથી અનત મિશ્ર કહેવાય, તે પ્રમાણે પ્રત્યેકને આશ્રયી તે ઘણા જીવો પ્રત્યેક હોય તેમા કોઈ અનત હોય તેને પ્રત્યેક કહેતા પ્રત્યેક મિશ્ર કહેવાય અદ્ધા મિશ્ર તે કાળ સબધી છે જેમકે કોઇ પણ માણુસ કોઈ કાર્યમા મોખતીઓને કહે કે રાત પડી છે, છતાં દીવસ થોડો બાકી હોય તો તે કાળ મિશ્ર કહેવાય (કાળ અને અદ્ધા એકજ છે) અદ્ધદ્ધ મિશ્ર એટલે દીવસ અને રાતનો એક ભાગ, તે સબધી મિશ્ર બોલે જેમકે કોઇ કાર્યમા ઉતાવળ હોય તો એક પહોર દીવસ ચઢયો હોય તો પણ કહે કે મધ્યાન્હ થઇ ગયો છે એ પ્રમાણે મિશ્ર શબ્દ

જરોમાં ઓડવો (આનો પરમાર્થ એ છે કે ચોકકસ ખાત્રી કર્યા વિના જે બોલવું તેમા થોડુ સાચુ, અને થોડુ જુઠુ બોલાય સો તે મિશ્ર ભાષા કહેવાય છે) હવે અસત્ય મૃષા કહે છે

आमंतणि आणवणी जायणि तह पुच्छणी अ पन्न-
वणी। पच्चक्खाणी भासा भासा इच्छाणुलोमा अ२७१

આમ ત્રણુની ભાષા જેમકે હે દેવદત્ત! તેમા સાચુ જુઠુ કશુ પણુ નથી, કારણુ કે પૂર્વે કહેલા સત્ય અસત્ય કે મિશ્ર નો ભાગો લાગુ પડતો નથી, એ પ્રમાણે બીજામા પણુ જાણુવુ એ પ્રમાણે આજ્ઞા સબધી, જેમકે શિષ્યને કહે કે આ કર, આ પણુ કરવુ ન કરવુ, બનેનો અભાવ હોવાથી પરમાર્થથી એક પણુ નીયમ નથી, તેમજ અદ્દષ્ટ, વિવક્ષાને જન્મ આપ નારો હોવાથી તે અસત્ય મૃષા કહેવાય એ પ્રમાણે પોતાની બુદ્ધિ વડે બીજી જગ્યાએ પણુ વિચારી લેવુ યાચના ભાષા, કે મને ભિક્ષા આપો આમા પણુ સાચ, જુઠ કે મિશ્ર નથી તે પ્રમાણે પૂછવા સબંધી જેમકે આ વાત કેવી રીતે છે? તેમજ પ્રજ્ઞાપની (ઉપદેશ રૂપ) જેમકે હિંસામા રકત માણુસ દુઃખ વિગેરેનો ભાગીઓ થાય છે પ્રત્યાખ્યાની ભાષા તે અહિંસા ( )ભાષા તથા ઇચ્છાનુલોમા તે કોઇએ કોઇને કહ્યુ કે સાધુ પાસે જઇએ ત્યારે તે ઉત્તર આપે, હા, બહુ સારૂ.

**अणभिग्गहिआ भासा भासा अ अभिग्गहम्मि वोद्धव्वा, संसयकरणी भासा वायड अव्वायडा चेव।२७७।**

જે ભાષા અર્થ વિનાની બોલે, જેની મતલબ કાંઈપણ ન હોય તે ડિત્થ, વિગેરે જાણવી અને અભિગ્રહમા ભાષા તેને જાણવી કે જેમા અર્થ નીકળે. જેમકે ઘટ આ બંનેમા ફેર (ભેદ) એટલો છે કે (ડિત્થનો અર્થ નથી અને ઘટનો અર્થ છે. સાભળનારો પણ લક્ષ આપે છે) સંશય કરનારી ભાષા જેમકે સિંધવ કહેવાથી તેના અનેક અર્થ થાય છે ત્યારે સાભળનારને સંશય થાય છે કે ઘોડો મગાવે છે કે નિમક (મીઠું) મગાવે છે અને પ્રકટ ભાષા આ પ્રમાણે છે આ દેવદત્તનો ભાઈ છે, તથા અપ્રકટનો અર્થ આ પ્રમાણે છે જેમકે બાળકોને પીઠમા થાબડીને રાજી રાખે તે અપ્રકટ ભાષા છે આ પ્રમાણે ટુકામા અસત્યામૃષા ભાષા કહી તેનુ જ ખુલાસાવાર વિવેચન કરે છે

**सव्वावि अ सा दुविहा पज्जत्ता खलु तहा अपज्जत्ता। पढमा दो पज्जत्ता उवरिल्ला दो अपज्जत्ता ॥२७८॥**

ઉપર બતાવેલી સત્યા વિગેરે ભેદવાળી ચારે પ્રકારની ભાષા બે પ્રકારની છે પર્યાપ્તા તથા અપર્યાપ્તા એટલે જે એક પક્ષમા સ્થાપન થાય, ચાહે સત્યમા, અથવા અસત્યમા તે

વ્યવહારને સાધનારી જાણવી, અને તેથી વીપરીત અપર્યાપ્તા જાણવી તેથીજ કહે છે કે પહેલી બે ભાષાઓ સત્યા અને મૃષા એ બને પર્યાપ્તા છે કારણ કે તે પોત પોતાના વિષય નો વ્યવહાર સાધે છે અને પાછળની બે ભાષા પોતાનો વ્યવ હાર ન સાધવાથી અપર્યાપ્ત છે દ્રવ્યની ભાવ ભાષા કહી હવે શ્રુતભાવ ભાષા કહે છે

सुअधम्मे पुण तिविहा सच्चा मोसा असच्चमोसा आ
सम्मद्दिट्ठी उ सुओवउत्तु सो भासई सच्चं ॥२७९॥

શ્રુત ધર્મ સબધી જે ભાવ ભાષા છે, તે ત્રણ પ્રકારની છે સત્યા મૃષા, અસત્યા મૃષા તેમા સમ્યગ દષ્ટિ સિદ્ધાતમા ધ્યાન રાખીને ઉપયોગ પૂર્વક બોલે તે સત્ય ભાષા કહેવાય

सम्मद्दिट्ठी उ सुअंमि अणुवउत्तो अहेउग चेव ।
जं भासइ सा मोसा मिच्छादिट्ठीवि अ तहेव।२८०।

અને તેજ સમ્યગ દ્રષ્ટિ જીવ, સામાન્ય રીતે આગમમાં ધ્યાન રાખ્યા વિના પ્રમાદથી જે કઇ યુકતી રહીત બોલે, જેમકે તંતુઓથી પટજ થાય છે, તે અથવા બીજા તેનાવચન બોલે તે મૃષા કહેવાય (સસ્કૃતમા પાચમી વિભકતી છે, ત્યા ત્રીજી જોઇએ, કારણ કે જેના વડે વસ્તુ બને ત્યા ત્રીજી જોઇએ અથવા કોઇ ઉપયોગ વિના તતુથી ઘટ બને તે પણ મૃષા

(જુઠ) છે વિજ્ઞાન વિગેરેનુ પણ તેમજ છે તેવીજ રીતે જૈન શિવાયના પણ મિથ્યા દ્રષ્ટિઓ જે ૬૪ તત્વ સમજ્યા વિના ઉપયોગમા રહીને અથવા ઉપયોગ રહીત થઇને બોલે તે તત્વની દ્રષ્ટિએ જુઠજ છે ઘુણના કીડાથી લાકડામા કોતરાએલા અક્ષરના ન્યાયથી સ વાદમા તેઓ સત્ય અથવા અસત્યમા ઉન્મત્ત માણસની માફક બોલે તેથી તે મૃષા ગણાય

हवइ उ असच्चमोसा सुअंमि उवरिल्लए तिनाणंमि ।
जं उवउत्तो भासइ एत्तो वोच्छ चरित्तंमि ॥२८१॥

અસત્યા મૃષા ભાષા તે શ્રુતમા આગમ પોતેજ છે એટલે આગમમા જે પરા વર્તન કરવુ વિગેરે સિદ્ધાંતને ભણતા તેની આમત્રણી વિગેરે ભાષાના રૂપ પણે હોવાથી તેજ છે પણ અવધિ મન પર્યાય અને કેવળ જ્ઞાન એ ત્રણ જ્ઞાનમા જે ઉપયોગ રાખતો બોલે તે અસત્યામૃષા જાણવી આમ ત્રણી ભાષા વિગેરે માફક તેવા અધ્યવસાયમા તેની પ્રવૃત્તિ છે આ પ્રમાણે શ્રુત ભાવ ભાષા કહી પૂર્વે કહ્યુ હતુ કે હવે ચારિત્રને વિષે કહીશ તે ચારિત્ર સબધી ભાવ ભાષાને કહે છે

पढमबिइआ चरित्ते भासा दो चेव होंति नायव्वा ।
सचरित्तस्स उ भासा सच्चा मोसा उ इअरस्स।२८२।

પહેલી અને બીજી તે સત્યા, અને મૃષા ભાષામા ચારિત્ર

વિષયમા બેજ ભાષાઓ જાણવી તેનુ સ્વરૂપ કહે છે ચારિત્ર પરીણામ વાળાને તેની વૃદ્ધિના નિબધનરૂપ જે ભાષા તે દ્રવ્ય સબધી અને બીજા ભાવમા હોય તો પણ તે સત્ય ભાષા છે કારણ કે સત પુરૂષોનુ હીત કરે તે સત્ય ભાષા જાણવી. અને મૃષા તે ચારિત્ર રહીત સસારી જીવની તેની વૃદ્ધિના નિબધનના કારણ રૂપ ભાષા જાણવી. (જેનાથી જીવોનુ હીત થાય તે સત્યા, અને જેનાથી જીવોનુ અહિત થાય તે અસત્યા ભાષા જાણવી.) આ પ્રમાણે વાકયના એકજ અર્થવાળી ભાષા નુ વર્ણન કર્યું હવે શુધિનુ સ્વરૂપ બતાવે છે

णामठवणासुद्धी दव्वसुद्धी अ भावसुद्धी अ ।
एएसिं पत्तेअ परूवणा होइ कायव्वा ॥२८३॥

નામ સ્થાપના, દ્રવ્ય અને ભાવ એ ચારપ્રકારની શુધિ છે તે દરેકની પ્રરૂપણા કરવી જોઇએ, નામ સ્થાપના સુગમ હોવાથી તેને છોડીને દ્રવ્ય શુધિ કહે છે

तिविहा उ दव्वसुद्धी तद्दव्वादेसओ पहाणे अ ।
तद्दव्वगमाएसो अणण्णमीसा हवइ सुद्धी ॥२८४॥

દ્રવ્ય શુધિ ત્રણ પ્રકારની છે, તેજ દ્રવ્યથી એટલે તદ્દ્રવ્ય શુધિ તથા આદેશથી એટલે આદેશ દ્રવ્ય શુધિ તથા પ્રાધા ન્યતાથી તે પ્રાધાન્ય દ્રવ્ય શુધિ છે, તેમા પ્રથમનુ વર્ણન

કરે છે, જે દ્રવ્ય બીજા દ્રવ્યની સાથે જોડાયા વિના શુધ્ધ થાય તે, દુધ દહી છે, તે તદ્દ્રવ્ય શુધ્ધિ જાણવી, અને આદેશમા મિશ્રા થાય છે તે અન્ય અથવા અન્ય નહી, તે 'સબધી છે, તેથી કહ્યુ છે કે આ દેશથી દ્રવ્ય શુધ્ધિ બે પ્રકારની છે અન્ય પણે અથવા અન્યપણા વિના જેમકે અન્યપણામા શુધ્ધ કપડા પહેરેલો દેવદત્ત છે, અને અનન્ય (એકજ) પણામા શુધ્ધ દાત વાળો છે. (ચોકખા કપડા અને દેવદત્ત એ બે જુદા છે, અને શુધ્ધ દાત અને દેવદત્ત એ બને જુદા નથી) હવે પ્રાધાન્ય દ્રવ્ય શુધ્ધિ કહે છે

वण्णरसगंधफासे समणुण्णा सा पहाणआ सुघ्धी ।
तत्थ उ सुक्किल महुरा उ समया चेव उक्कोसा।२८५।

વર્ણ રસ, ગધ અને સ્પર્શમા જે સામાન્ય પણે સુદરતા છે તે મનોજ્ઞતા જાણવી, અથવા મનોજ્ઞતા એટલે પોતાના અભિપ્રાયને અનુકુળ હોય તે પ્રધાન પણે શુધ્ધિ જાણવી, તેમા આ પ્રમાણે ચિતા (વિચાર)ના સબધમા ધોળો રગ અને મધુર રસ છે એટલે ધોળો રગ અને મધુરરસ ગમે-છે, તથા 'તુ' શબ્દથી સુરભી ગધ અને મૃદુ (કોમળ) સ્પર્શ ગમે છે, એમ જાણવુ, અને અભિપ્રાય પણ પ્રાયે મનોજ્ઞ છે, એટલે આ પ્રમાણે લોકમા ઘણે ભાગે આ પ્રવૃત્તિ છે કે સફેદ રગ, મધુર રસ અને સુગધી અને કોમળ સ્પર્શ એ સૌને ગમે છે

ઉત્કૃષ્ટ અને કમનીય એ રંગ વિગેરે ઘણે ભાગે વહાલા છે, એમ સૂચવે છે. 'ચ' શબ્દનો છુપો ઉપન્યાસ છે (તે આગળ કહેશે) દ્રવ્ય શુદ્ધિ કહી, હવે ભાવ શુદ્ધિ કહે છે

**एमेव भावसुध्धी तब्भावाएसओ पहाणे अ ।**
**तब्भावगमाएसो अणण्णमीसा हवइ सुध्धी।२८६।**

દ્રવ્ય શુદ્ધિ માફક ભાવ શુદ્ધિ ત્રણ પ્રકારની છે તેજ ભાવમા તે તદ્ ભાવ શુદ્ધિ છે, અને આ દેશ ભાવ શુદ્ધિ અને પ્રધાન ભાવ શુદ્ધિ પણ છે તદ્ભાવ શુદ્ધિમા બીજી જગ્યાએ ધ્યાન છોડીને તેજ ભાવમા ધ્યાન આપવુ તે તદ્ભાવ શુદ્ધિ છે અને જે ભાવ બીજા પદાર્થ વિના એકલો શુધ્ધ થાય છે, તે છે જેમકે ભૂખ્યાને અન્નનો અભિલાષ થાય ત્યારે તેમા તેનુ ચિત્ત લાગે, તે જ્યારે અન્ન ખાઇ છોડે ત્યારે તેની ભાવ શુદ્ધિ થાય, તેજ પ્રમાણે આ દેશમા પણ મિશ્ર શુધ્ધિ થાય છે, એટલે એ સબધી તથા તે વિના અન્ય સબધી તેથી કહ્યુ છે કે આ દેશ ભાવ શુધ્ધિ બે પ્રકારની છે, એક તો અન્યપણે બીજી અનન્ય પણ છે જેમકે શુધ્ધ ભાવવાળા સાધુને ગુરૂ છે તે અન્યપણામા છે, એટલે ગુરૂ જુદા છતા તેના ઉપર ચેલાનો શુધ્ધ ભાવ છે તથા એકપણામા 'શુધ્ધભાવ' પોતેજ છે, એટલે તેમા શુધ્ધભાવ એ આત્માથી જુદો નથી પણ એકજ છે હવે પ્રધાન ભાવ શુધ્ધી કહે છે

दंसणनाणचरित्ते तवोविसुध्धी पहाणमाएसो ।
जम्हा उ विसुध्धमलो तेण विसुध्धो हवइ सुध्धो॥२८७॥

દર્શન જ્ઞાન ચારિત્ર સબંધી તથા તપ સબંધી જે વિશુધ્ધી છે, તે પ્રાધાન્ય આ દેશ છે તેમા દર્શન વિગેરેનુ વર્ણન ચાલતા જે પ્રધાનપણુ છે, તે પ્રધાન ભાવ શુધ્ધી છે, તે દ્રષ્ટાંત બતાવે છે જેમકે સમ્યગ્ દર્શન વિગેરેમા ક્ષાયિક જ્ઞાન દર્શન ચારિત્ર છે તે પ્રમાણે તપ પ્રધાન ભાવ શુધ્ધી તે આંતર તપ છે એટલે પ્રભુએ કહેની આજ્ઞા પ્રમાણે અનુષ્ઠાનની આરાધના કરવી આ કેવી રીતે પ્રધાન ભાવ શુધ્ધી છે? આચાર્ય ઉત્તર આપે છે કે આ ક્ષાયિક દર્શન જ્ઞાન ચારિત્ર વિગેરેથી શુધ્ધી થાય છે, એટલે સાધુ કર્મ મળથી રહીત બની મળથી મુક્ત થતા સિધ્ધ સ્વરૂપે થાય છે તેથીજ આ પ્રધાન ભાવ શુદ્ધી છે ઉપર કહ્યા પ્રમાણે દર્શન જ્ઞાન ચારિત્ર એ ત્રણે બતાવ્યા અને ઉપર કહેલી બધી શુધ્ધીઓમા અહીં ભાવ શુધ્ધી વડે આપણે પ્રયોજન છે તે વાક્ય શુધ્ધીથી થાય તેથી કહે છે

जं वक्कं वयमाणस्स संजमो सुज्झई न पुण हिंसा ।
न य अत्तकलुसभावो तेण इहं वक्कसुध्धीत्ति॥२८८॥

જેનાથી વાક્ય શુધ્ધ બોલાય તેનાથી સયમની શુધ્ધી થાય છે અહીંયા શુધ્ધી એટલે નિર્મળ થવુ પણ કૌશિક

વિગેરેથી હિંસા થાય છે તે અહીંયા ન લેવી. આત્મામાં કલુષભાવ જે દુષ્ટ અભિસંધી રૂપ ભાવ થાય છે તે ન લેવો પણ તેને ત્યાગવો તે કારણ વડે આ પ્રવચનમા ભાવ શુધ્ધીનુ નિમિત્ત વાકય શુધ્ધી છે તેથી તેમા પ્રવર્તન કરવુ તેજ કહેછે

वयणविभत्तीकुसलस्स सजमंमी समुज्जुयमइस्स ।
दुब्भासिएण हुज्जा हु विराहणा तत्थ जइअव्वं॥२८९॥

વચનની વિભક્તિમા કુશળ એટલે બોલવા જોગ, ન બોલવાજોગ, એ બે પ્રકારને જાણનારો, એટલુજ નહી પણ તે પ્રમાણે બોલીને સંયમમા વર્તનારો એટલે અહિંસામા જેનુ ચિત્ત લાગેલુ છે તેવા સાધુને પણ કોઈ વખત ( અજાણથી ) ખરાબ વચન બોલવા વડે વિરાધના થાય તેથી પરલોકમા પીડા થાય તેથી ખરાબ વાકયનુ પણ જ્ઞાન જાણવા પ્રયત્ન કરવો (આ બોલવાથી નુકશાન થાય તેથી તે પણ સાધુએ જાણવુ જોઇએ )

વાદીની શંકા—જો બોલવામાં વખતે ભૂલ થાય તો પરલોકમા પીડાજ થાય તો ન બોલવુ તેજ સારૂ છે. ઉત્તર ન બોલનાર જો મૂર્ખ હોય તો તેને પણ દોષ લાગે છે કહ્યુ છે કે

वयणविभत्तिअकुसलो वओगय वहुविह अयाणतो।
जइवि न भासइ किंची न चेव वयगुत्तय पत्तो ।२९०।

વચનં વિભક્તિમા અકુશળ ( મૂર્ખ ) એટલે આ બોલવું કે આ ન બોલવુ એવો વિવેક જેને નથી, તે ઉત્સર્ગ વિગેરે જૈન સિધ્ધાતના ભેદથી અજાણ્યો જો બોલવાના દોષ માનીને ન બોલે અને મૌન ભેસી રહે તો પણ તેને વચન ગુપ્તિનો લાભ ન મળે તેથી તે દોષિત જાણવો ( ચેલો દોષિત આહાર લાવ્યો હોય અને ગુરૂ ઉત્સગ અપવાદ ન જાણતો હોય તેથી ન બોલી શકે તોપણ ચેલાએ દોષિત આહાર ખાવાથી તે ગુરૂપણ દોષનો ભાગીદાર છે) હુવે તેથી ઉલટુ કહેછે.

वयणविभत्तीकुसलो वओगय बहुविहं वियाणंतो ।
दिवसंपि भासमाणो तहावि वयगुत्तय पत्तो॥२९१॥

વચન વિભક્તિને જાણુનારો શાસ્રમા કહેલા ઉત્સર્ગ વિગેરે ભેદ્દોવાળા વચનને જાણુનારો દીવસ માત્ર (આખો દીવસ) બોલનારો સિદ્ધાત વિધિએ બોલતો હોવાથી તે વચન ગુપ્તિ વાળો છે અર્થાત્ તે દોષનો અધિકારી નથી હુવે વચન વિભક્તિમા જે કુશળ છે તેની ઓઘથી વચન વિધિ કહે છે

पुव्व बुध्धीइ पेहित्ता, पच्छा वयमुयाहरे ।
अचक्खुओ व नेतार, बुध्धिमन्नेउ ते गिरा ॥२९२॥

પ્રથમ વચનના બોલવાના સમયમા બુદ્ધિ વડે વિચારીને પછી બોલે એટલે એમ જાણુવુ કે, મારૂ વચન કોઇને પણ

પીડાકારી ન થાઓ દૃષ્ટાંત કહે છે જેમ આધળો દોરનારને આશ્રયીને ચાલે છે, તે પ્રમાણે બુધ્ધિને આગળ કરીને ભાષા બોલો. એટલે બુદ્ધિને અનુસારે વિચારીને બોલો આ પ્રમાણે વાક્ય શુદ્ધિનામ નિષ્પન્ન નિક્ષેપો થયો હવે સૂત્રા લાપક નિષ્પન્નનો અવસર છે એ બધુ પુર્વ પ્રમાણે જાણવુ હવે સૂત્ર અનુગમમા નિર્દોષ અને અસ્ખલિતાદિ ગુણોવાળુ સૂત્ર બોલવુ તે કહે છે

चउण्ह खलु भासाणं, परिसंखाय पन्नवं ।
दुण्ह तु विणयं सिक्खे, दो न भासिज्ज सव्वसो।१।

ચાર પ્રકારની ભાષાઓ છે આ સિવાય પાચમી નથી આ ભાષાઓ પુર્વે સત્યા વિગેરે કહી, તે સર્વે પ્રકારે તેનુ સ્વરૂપ જાણીને બુધ્ધિમાન સાધુ સત્યા અને અસત્યામૃષા એવી બે પ્રકારની ભાષાને બોલે, અને શુદ્ધ પ્રયોગમા જેના વડે કર્મ ઓછા થાય તેજ વિનય છે એમ માનીને પ્રથમની કહેલી બે ભાષા બોલે, પણ અસત્યા અથવા સત્યા મૃષા એ સર્વથા ન બોલે

जा अ सच्चा अवत्तव्वा, सच्चामोसा अ जा मुसा ।
जा अ वुध्धेहिं नाइन्ना, न त भासिज्ज पन्नव ॥२॥

તે વિનયનેજ કહે છે જે સત્યા ભાષા છે, તે પદાર્થનાં તત્વને અંગિકાર કરીને સાવદ્યપણે હોય તે ન બોલવી જેમ કે આ જગ્યાએ પલ્લી (નિવાસ સ્થાન) છે, આવી કૌશિક ભાષા માફક ન બોલે (ચોરોની પલ્લી આ જગ્યાએ છે એવુ સત્ય વચન પણ સાધુ બોલે તો ચોરોને જે શિક્ષા થાય તેના દોષ નો ભાગીદાર સાધુ થાય વખતે તેમા ચોર ન હોય તો પણ પકડાતા નિર્દોષ માર્યો જાય) તેવીજ રીતે સાધુએ મિશ્ર ભાષા પણ ન બોલવી, જેમકે દસજ બાળકો જનમ્યા અને મૃષા (જુઠ) એ તો તદન ખોટુ જ બોલવુ છે તે સાધુએ ન બોલવુ અહી પણ સૂત્રમા 'ચ' શબ્દ છે, તેનો છુપો સબધ છે, તથા જે ભાષા તીર્થંકર, ગણધર એવા પડિત પુરૂષોએ આચરી નથી એવો 'અસત્યા-મૃષા' આમત્રણી, આજ્ઞાપની વિગેરે લક્ષણવાલી ભાષા અ વિધિ પૂર્વક મ્વર વિગેરે પ્રકારવડે ન બોલે અર્થાત્ એવી ભાષા પડિત સાધુ ન બોલે કે જેમાં દોષ હોય

असच्चमोस सच्च च, अणवज्जमकक्कस ।
समुप्पेहमसंदिध्घ, गिरं भासिज्ज पन्नव ॥३॥

સાધુએ કેવી ભાષા બોલવી તે કહે છે સાવદ્ય અને કર્કશ જે ન હોય તે પાપ રહીત અને અનીશય ઉક્તિથી મસન રહીત, પહેલા વિચારીને સ્વપરને ઉપકાર કરનારી સદેહ રહીત

તથા વિના વિલંબે બીજો સમજે તેવી ભાષા સાધુએ બોલવી

एअ च अट्ठमन्नं ना, ज तु नामेइ सासयं ।
स भासं सच्चमोसंपि, तंपि धीरो विवज्जए॥४॥

હવે સત્યા તથા અસત્યા મૃષાના નિષેધનું વર્ણન કરે છે જે વચન વડે મોક્ષ જે શાશ્વતુ છે, તેને નીચુ પાડે એટલે સાધુને મોક્ષસુખ પામવા ન દે, (દુર્ગતિમા ધસડી જાય) તેવુ કર્કશ અને સાવદ્ય વચન જે સત્યા મૃષા છે, તે ન બોલે, અને તે વચન સત્ય હોય તો પણ ન બોલે

શંકા—સત્યા મૃષા ભાષાનો સામાન્ય પણેજ નિષેધ કરવા થી તે પ્રમાણે નવ્ય ભાષાનુ પણ સાવદ્યપણુ સમજાઈ જાય છે, તો નવુ શા માટે લખવુ પડ્યુ ? ઉત્તર—મોક્ષને વિઘ્ન કરનાર બારીક પણ અર્થને સ્વીકારીને કોઈ પણ ભાષાનુ ભાષણ ન કરવું, એવુ અતિશય નિષેધ બતાવનાર આ છે, તેથી પુનરૂક્તિનો દોષજ નથી, (સત્યા વિગેરે ચારે પ્રકારની કોઈ પણ ભાષામા બોલતા જો બીજા જીવને પીડારૂપ હોય અથવા આત્માને મલિન કરવારૂપ હોય તો તે ન બોલવુ એવુ બતાવવા ફરી ખુલાસો કર્યો, તો મંદ બુદ્ધિવાળાને લાભજ થાય પણ દોષ નથી)

वितहंपि तहामुत्ति, ज गिर भासए नरो।
तम्हा सो पुट्ठो पावेण, किं पुण जो मुसं वए?॥५॥

હવે જુઠ ન બોલવાની રીતિ બતાવે છે અસત્ય વચન મૂર્ત રૂપે બોલે પુરૂષનો વેષ પહેરીને સ્ત્રી પોતે પુરૂષની ભાષા બોલતી હોય, તે સમયે કોઇ તેને જાણનારો એમ કહેકે એ સ્ત્રી ગાય છે અથવા એ (સ્ત્રી) આવે છે આવુ બોલવાથી બોલનારને બોલવાના સમયેજ જુઠ બોલવાનુ પાપ બધાઇ જાય છે તો જે જાણી જોઇને જીવોને નુકશાન કરનારી જુઠ ભાષા બોલે તો તેને કેટલો બધો દોષ લાગે? અર્થાત્ ઘણોજ, (સ્ત્રી પુરૂષનો વેષ પહેરે તે સમયે વર્તમાન કાળને અનુસરી પુરૂષજ કહેવાય જેમકે નાટકમા રાજાનો વેષ પહેરીને કોઈ સ્ત્રી આવે તો તેને વહેવારમા પુરૂષજ કહેવાય છે તે પ્રમાણે પુરૂષ સ્ત્રીનો વેષ પહેરેતો તેને સ્ત્રી કહેવી એથી ઉલટુ બોલે તો જુઠ બોલવાનો દોષ લાગે તેવુ જુઠ પણ ન બોલવુ તો જીવોને પીડનારૂ ખરૂ જુઠ કેવી રીતે બોલાય ?)

तम्हा गच्छामो वक्खामो, अमुग वा णे भविस्सइ।
अहं वा णं करिस्सामि, एसो वा णं करिस्सइ ॥६॥

તેજ પ્રમાણે અમૂર્તિ વસ્તુ અગીકાર કરીને પણ બોલતો બંધાય છે જેમકે અમે કાલે અહીંથી જઇશુજ અથવા અમે એમ સવારે તેના ઔષધ માટે બોલીશુજ તથા હમારૂ કાર્ય ઘર વિગેરે થશેજ હુ આ લોચ (સાધુના બાલનુ દૂર કરવુ) નિયમથી કરીશજ અથવા આ સાધુ હમારી સેવા કરશેજ

एवमाइ उ जा भासा, एसकालंमि संकिआ ।
सपयाइअमट्ठे वा, तंपि धीरो विवज्जए ॥७॥

એવી અથવા તે સિવાયની જેમકે હું તને પુસ્તક આપીશજ આવી ભવિષ્યકાળના વાસ્તે જે ભાષા નિશ્ચયપણે બોલાય તેમાં અંતરૂ મુહુર્ત વિગેરે પણ વિઘ્નવાળા છે, તો તેથી ભવિષ્યમાં થાય અથવા ન પણ થાય તથા વર્તમાન અને ભૂતના વિષયમાં શંકાવાળી છતાં નિશ્ચય વાળી ભાષા બોલવી એપણ દોષનું કારણ છે જેમકે આ પુરૂષનો નિશ્ચય ન હોય અને એ પુરૂષ છે એ વર્તમાનકાળ આશ્રયી હોય છે તથા બળદીઓ અથવા ગાય અથવા સ્ત્રી વિગેરે કંઇ પણ દેખતાં નિશ્ચય ન હોય તો કહી દે કે મેં ગોધો જોયો છે, આવું જે કંઇ શંકાવાળું હોય તે પણ નિશ્ચયરૂપે બોલતા દોષ લાગે છે માટે તે ભાષા બુદ્ધિમાન સાધુ હોય તે ન બોલે કારણકે ખોટું પડતાં જુઠનેજ દોષ લાગે અને વિઘ્ન થતાં નજવાય તો ગૃહસ્થો નિંદા કરે તેથી સાધુએ દરેક વખતે વિચારીને અભિપ્રાય જણાવવો હોય તો પ્રાયે શબ્દ બોલવો અથવા જેવો સમય તેવું બનશે ( હાલમાં સાધુઓને કોઇ વિનતી કરે તો વર્તમાન જોગ એ શબ્દ વાપરે છે )

अईअम्मि अ कालंमि, पच्चुप्पण्णमणागए ।
जमट्ठं तु न जाणिज्जा, एवमेअंति नो वए ॥८॥

સાધુ ભૂતકાળ સબધી અથવા વર્તમાન કે ભવિષ્ય સબધી જે અર્થને બરાબર પોતે ન જાણે તે પણ સાધુએ ન બોલવુ (આ અજાણ પણે ગમે તેમ ન બોલવુ એ સૂચવ્યુ છે)

अईअमि अ कालमि, पच्चुत्पण्णमणागए ।
जत्थ संका भवे तं तु, एवमेअं ति नो वए ॥९॥

તેજ પ્રમાણે ત્રણે કાળને આશ્રયી જે બાબતમા શકા જેવુ હોય તે વિષયને આશ્રયી પણ પોતે નિશ્ચયાત્મક નબોલે

अईयमि अ कालमि पच्चुप्पण्णमणागए ।
निस्संकिअं भवे जं तु, एवमेअ तु निद्दिसे ॥१०॥

ત્રણે કાળ આશ્રયી જે કઇ બોલવુ હોય અને તેમા ભૂત વર્તમાન કે ભવિષ્ય સબધી જેનો પુરો નિશ્ચય કર્યો હોય અને નિરવદ્ય હોય તેજ વિષયને બોલે બીજા આચાર્ય કહે છે કે અહી એવો અર્થ કરવો કે સાધુને કઈપણ બોલવુ હોય તો પરિમિત ભાષા વડે બોલવુ એટલે મૂળ સૂત્રમા ( સ્તોક સ્તોક ) શબ્દ છે તેને અર્થ પરિમિત બોલવાનો કર્યો, )

तहेव फरुसा भासा, गुरुभूओवघाइणी ।
सच्चावि सा न वत्तव्वा, जओ पावस्स आगमो ॥११॥

સાધુએ ભાવ સ્નેહ રહીત એવી કઠોર વાણી ન બોલવી તથા મોટા પુરૂષનુ અપમાન કરનારી ભાષા પણ ન બોલવી જેમકે કોઈ નામીચા કુળનો છોકરો હોય તેને કહેવુ કે તું તો દાસછે, આ પ્રમાણે સત્ય બહારથી દેખાતી હોય પણ અન્દરથી બીજાને દુખ દેનારી હોવાથી સાધુએ તેવી ભાષા પણ છોડવી અર્થાત્ સત્યમા પણ જે પાપ બધાતુ હોય તો સાધુએ ન બોલવુ,

तहेव काणं काणत्ति, पंडगं पडगत्ति वा ।
वाहिअं वावि रोगित्ति, तेणं चोरत्ति नो वए॥१२॥

બીજાનુ અપમાન કરનારી પણ સત્ય ભાષા ન બોલવી તે બતાવે છે જેમકે, એક આખ વાળાને કાણો તથા નપુશકને નપુશક (બાયલો) કહેવાથી દોષ લાગે અથવા વ્યાધીવાળાને રોગીઓ ચોરને ચોર, એવુ પણ ન કહેવુ કારણકે તેથા અપ્રીતિ લજ્જાનો નાશ, સ્થિર રોગની બુદ્ધિ વિરાધના વિગેરે દોષ છે

एएणऽन्नेण अट्ठेणं, परो जेणुवहम्मइ ।
आयारभावदोसन्नू, न त भासिज्ज पन्नवं ॥१३॥

એજ પ્રમાણે બીજુ કાઈપણ બોલતા જેના વડે બીજો દુખ પામે તથા તેવા કોઈપણ પ્રકારે, બીજાનુ મન દુખાતુ

દોષદર્શી આચારના ભાવના દોષને જાણનારો, મર્યાદામા રહેલો સાધુ ન બોલે

## तहेव होले गोलित्ति, साणे वा वसुलित्ति अ।
## दमए दुहए वावि, नेवं भासिज्ज पन्नवं ॥१४॥

તે પ્રમાણે હોલ ગોલ કુતરો વસુલ ( ) ભીખારી દુર્ભાગી એવુ વચન પણ ઉત્તમ સાધુ બીજાને ન કહે આજ્ઞાએ હોલ વિગેરે જે શબ્દો જે જે દેશમા વપરાતા હોય તે શબ્દો સાભળનારને માઠુ લગાડનારા હોવાથી તેવા વચનનો નિષેધ કર્યો છે ( ગુજરાતમા પણ પાજી કૃપણ ભ્રષ્ટાચારી પતિત વટલેલ વિગેરે પુરૂષને તથા સ્ત્રીને રાડ અભાગણી વાઝણી વિગેરે કઠોર શબ્દ બોલાય છે તે સાભળનારને દુ ખ કારક હોવાથી સાધુએ ન બોલવા, તે પ્રમાણે ગૃહસ્થે પણ ન બોલવા. )

## अज्जिए पज्जिए वावि, अम्मो माउसिअत्ति अ।
## पिउस्सिए भायणिज्जत्ति, धूए णत्तुणिअत्ति अ॥१५॥

સાધુએ ગૃહસ્થ સ્ત્રી પુરૂષની સાથે સગા વહાલાના શબ્દો ન બોલવા તે બતાવે છે પ્રથમ સ્ત્રીનુ બતાવે છે જેમકે, હે, આર્ઇકા (દાદી) પ્રાર્ઇકા (વડદાદી) અથવા હે મા હે માસી હે ફોઈ, હે ભાણેજી, હે દીકરી વિગેરે આ બધા આમત્રણના વચનો છે તે સાધુએ ન બોલવા

हले हलित्ति अन्नित्ति, भट्टे सामिणि गोमिणि ।
होले गोले वसुलित्ति, इत्थिअं नेवमालवे ॥१६॥

તે પ્રમાણે હલે (અલી) હલી તથા ભટાણી અથવા ગોમીનિ તથા હોલે ગોલે વસુલે વિગેરે જુદા જુદા દેશમા લોકમા આમત્રણના વચનો બોલાતા હોય તેમના કેટલાક ખુશામતના કેટલાક તોછડાઇના છે તેથી ઉપર કહેલા વચનોથી સ્ત્રીઓને ન બોલાવવી જેને પ્રમાણે બોલીએ તો તેને પ્રેમ થય અથવા અદેખથી દ્વેષ થાય અથવા ધર્મની નિંદા થાય કે સાધુ શામાટે ખુશામત કરતા હશે ? કે અપમાનના વચનો બોલતા હશે ?

नामधिज्जेण ण बूआ, इत्थीगुत्तेण वा पुणो ।
जहारिहमभिगिज्झ, आलविज्ज लविज्ज वा ॥१७॥

સ્ત્રીઓ સાથે કેમ બોલવુ તે બતાવે છે તેનુ નામ આવડતુ હોય તો નામ લઇને બોલાવવી અથવા તેનુ ગોત્ર આવડતુ હોય તો તે ગોત્રના નામે બોલાવવી જેમકે કે કાસ્યપ ગોત્ર વાલી ! જે દેશમા જે પ્રમાણે બોલાતુ હોય તે પ્રમાણે વિચારીને ઉપરના દોષ ન લાગે તેમ બોલાવવી થોડુ બોલવુ તે લપન કહેવાય અને વધુ બોલવુ તે આલપન કહેવાય જેમકે મધ્ય દેશમા બુઢી સ્ત્રીને ઇશ્વિરા કહેવાથી સતોષ પામે છે અને બીજા દેશમા ધર્મપ્રિયા કહેવાથી સતોષ માને છે. માટે વિચા-

रीने બોલવુ કે કોઇને ખોટુ ન લાગે હવે પુરૂષને બોલાવ-
વાની વિધિ કહે છે

अज्जए पज्जए वावि, बप्पो चुल्लपिउ त्ति अ।
माउलो भाइणिज्ज त्ति, पुत्ते णत्तुणिअत्ति अ॥१८॥

હે દાદા, હે પરદાદા, હે બાપા, હે નાના બાપા, (કાકા)
હે મામા, હે ભાણુજા, હે દીકરા, હે પૌત્રા, વિગેરે શબ્દો પણ
ખુશામત તથા તોછડાઈના છે તે ન બોલે

हे भो हलित्ति अनित्ति, भट्टि सामिअ गोमिअ।
होल गोल वसुलि त्ति, पुरिस नेवमालवे ॥१९॥

હેહલ હે અન્ને (ભરથાર) સ્વામીને ગોમિન હોલ ગોલ
વસુલ વિગેરે વચનો પણ પુરૂષને કહેવા નહી, કારણ ઉપર
બતાવ્યા છે

नामधिज्जेण णं बूआ, पुरिसगुत्तेण वा पुणो।
जहारिहमभिगिज्झ, आलविज्ज लविज्ज वा ॥२०॥

કેવી રીતે બોલવુ તે કહે છે જેમ પૂર્વે સ્ત્રીઓની સાથે
બોલવાનુ બતાવ્યુ તેમ અહી પણ જાણવુ નામ લઇને અથવા
અટક ગોત્ર વિગેરેથી બોલાવવા ( કયા દેશમા કેવી રીતે
બોલાવવાથી સતોષ થાય તે રીતિ રિવાજ જાણવા માટે વૃદ્ધ

સાધુઓ સાથે નાના સાધુએ વિહાર કરવો યોગ્ય છે કે તે વૃદ્ધ સાધુ તે દેશની રીતિથી જાણીતો થએલો જેમ બોલે તેમ બીજાએ બોલવુ કે ઉપરના દોષ ન લાગે )

पंचिंदिआण पाणाण, एस इत्थी अयं पुमं।
जाव ण न विजाणिज्जा, ताव जाइत्ति आलवे।२१।

પુરૂષ સ્ત્રી સાથે બોલવાનુ બતાવી હવે પંચેન્દ્રિય તિર્યંચ આશ્રયી કેમ બોલવુ તે બતાવે છે ગાય વિગેરે માર્ગમા જોએલી હોય તો આ ગાયજ છે પણ બળદ નથી એવુ નિશ્ચયરૂપ વચન ન બોલવુ તેમજ આ બળદજ છે તેમ પણ ન બોલવુ પણ ફક્ત આજાતીનુ છે તેમ કહેવુ એટલે તેવા કારણે કોઇ પૂછે અને ખબર હોય તો જાતિ કહેવી એટલે ગાય બળદનો પુરૂષ સ્ત્રી લિંગનો ભેદ ન પડે. અને જુઠનો દોષ ન લાગે જો સાધુ ગાયને બળદ કહે અથવા બળદને ગાય કહેતો ગોવાળીઆને પણ સાધુ ઉપર તિરસ્કાર થાય કે જેને ગાય બળદનુ પણ ભાન નથી તે સાધુપણુ શુ પાળતા હશે ! આ સબંધી શકા અને સમાધાન વૃદ્ધ પુરૂષોનુ છે તેથી જાણવુ તે આ પ્રમાણે છે જો શિષ્ય પુછેછે કે લિંગનો ભેદ પડતો દોષ લાગે એમ હોય તો પૃથ્વી વિગેરેનો નપુસક પણા નો અધીકાર છતા સ્ત્રી પુરૂષ પણે કેવી રીતે બોલાય છે.? જેમકે પત્થર (પુલિંગ) માટી (સ્ત્રીલિંગ) તે પ્રમાણે પાણીનો

અરક્ અગ્નિનો તણખો જવાળા તથા પવનનો વા વાત્યા તથા વનસ્પતિમા આબો આબલી એ પ્રમાણે બેઇન્દ્રિયમા કૃમિ જળો તે ઇંદ્રિયમા માકણ કીડો ચૌરિન્દ્રિયમા ભમરો માખી આબધા દોષ સાધુને કેમ ન લાગે ? કારણ કે શાસ્ત્રકારે આ બધામા ફક્ત નપુંસક વેદ બતાવ્યો છે છતાં સ્ત્રીલિંગ અને પુલિંગ કેવી રીતે વપરાય ? આચાર્યનો ઉત્તર—જનપદ (દેશવાચી) તથા વહેવારમા જેમ લોક બોલે તેમ બોલવામા હરકત નથી. પણ ફક્ત પચેન્દ્રિયમા ગોવાળોઆ વિગેરેને પશુ પુરૂષ સ્ત્રી લિંગના ભેદ માલુમ છે ત્યા વિવેકથી બોલવુ, નહી તો તેઓ કહેશેકે સાધુઓનો ધર્મ સારો નથી, કે ઉલટુ બોલે છે અને જો સભાળીને સાધુઓ બોલેતો તેને શ્રદ્ધા થતા સાધુ ધર્મનો પણ લાભ થાય વિગેરે બીજા ગુણો તે મેળવે

**तहेव माणुस पसुं, पक्खिं वावि सरीसव।**
**थूले पमेइले वज्झे, पायमित्ति अ नो वए ॥२२॥**

તે પ્રમાણે માણસમા વૃદ્ધ જુવાન કોઇપણ હોય અથવા પશુ તે બકરો વિગેરે હોય, અને સરીસવ તે અજગર વિગેરે હોય તે પુષ્ટ હોય તથા ચરબીથી ભરેલો હોય તો આ મરવા યોગ્ય છે અથવા મારીને રાધવા યોગ્ય છે, અથવા જમરાજાને ત્યા પહોચાડવા યોગ્ય છે એવુ વાકય સાધુ ન બોલે, કારણકે તે સાભળવાથી જનાવરને અપ્રીતિ થાય ભય ઉપજે તથા

બીજાને મારવાનુ મન થાય તેની અનુમોદના તથા સાધુઓ માસનુ ભક્ષણ કરે છે એવી પાપની આશકા બીજાને થાય માટે તેવુ સાધુ ન બોલે,

परिवूढ्त्ति ण वूआ, वूआ उवचिअत्ति अ।
सजाए पीणिए वावि, महाकायत्ति आलवे॥२३॥

પણ કારણે કરીને બોલવુ પડતો આ શરીરે સ્થુળ છે અને તેનુ શરીર વધેલુ છે અથવા આનદી છે, અથવા મહાકાય છે, ( અર્થાત્ માસે કરીને વધેલો છે એવુ ન બોલે )

त्तहेव गाओ दुज्झाओ, दन्मा गोरहगत्ति अ।
वाहिमा रहजोगित्ति, नेव भासिज्ज पन्नवं ॥२४॥

આ ગાયો દોવા યોગ્ય છે (તેને દોવાનો વખત થયો છે) આ ગોધલાઓ સેથલામા અથવા જેસલામા પલોગ્વા જોગ છે, તથા ભાર વહેવા ઉપાડવા જોગ છે, તથા આ બળદ રથમા જોડવા જોગ છે, આવુ બુદ્ધિવાન સાધુ ન બોલે, કારણકે તે સાભળીને તેનો ધણી તે કામ કરે તો તેનુ અનુમોદનનુ પાપ સાધુને લાગે તથ લોકોમા, એમ કહેવાય કે આ સાધુને હજી સસારની માયા મૂછી છુટી નથી, એમ નિદા કરે માટે તેવુ ન બોલે

जुवं गविति णं वूआ, घेणु रसदयत्ति अ।

**रहस्से महल्लए वावि, वए सवहाणित्ति अ ॥२५॥**

કામ પડેતો આવી રીતે બોલવુ, આ જુવાન ગોધલો છે, અથવા આગોધલો નાનો છે, અથવા ભાર ખેચવા જોગ છે, એટલે સવહન તે રથને યોગ્ય છે, એવુ બોલે આ કોઇ વખત દિશાના બતાવવ મા, બળદ વિગેરે ઉભેલા હોય તે બોલવામા જરૂર પડે તો ઉપર મુજબ બોલવુ કે સાધુને તેનો દોષ ન લાગે.

**तहेव गतुमुज्जाण, पव्वयाणि वणाणि अ ।**

**रुक्खा महल्ल पेहाए, नेव भासिज्ज पन्नव॥२६॥**

માણસને ક્રિડાનુ સ્થાન તે ઉદ્યાન તથા પર્વત તથા વનના ઝાડો મોટા જોઇને ત્યા ગએલા સાધુએ 'આવુ પાપનુ વચન' ન બોલવુ તે કહે છે,

**अलं पासायखंभाण, तोरणाण गिहाण अ ।**

**फलिहऽगलनावाण, अल उदगदोणिण॥२७॥**

આ ઝાડો મહેલ તથા થાભલા કરવાને યોગ્ય છે, એમાં એક થાભલાનુ મકાન હોય, તો ને મહેલ કહેવાય, અને મકાનને ઘણા થાભલા હોય તે ઘર વિગેરે જાણીતા છે, તથા નગરના તો ણ કરવાને યોગ્ય છે, તથા ઘરોમા દરવાજાના ભુગળો ઉલાળો વિગેરે કરવાને યોગ્ય છે, આ ઝાડ વહાણ તથા નાવડા

બનાવવાને યોગ્ય છે, તથા આ કુવામાથી પણી કાઢવાના રેંટ બનાવવા યોગ્ય છે (તેવુ ન બોલે, )

पीढए चगवेरे (रा) अ, नगले मइय सिआ।
जतलट्ठी व नाभी वा,गडिआ व अल सिआ॥२८॥

આઝાડ પાટીયા પાડવાને યોગ્ય છે, આ ઝાડ ચગએર (કથરોટ ચાટનો વિગેરે લાકડની ચીજો, ) બનાવવા યોગ્ય છે, આ ઝાડનુ હળ બનાવવા યોગ્ય છે, તથા આ ઝાડનુ મયીક (ખેડુતો જમીનમા વાવેલા બીજને ઢાકી દેવાના માટે 'મમગ' કોરલું છથી આઠ ફુટનો લાબો પાટીયાના જેવુ હથીઆર વાપરે છે, તે ) બનાવવા જોગ છે, તથા નચની લાકડી જેગકે ગાણી તથા ઘાણીની લાઠ તથા શેરડીનો કોલ ગાડાનુ કે રથનુ નાભી ( જેનામા પૈડાનાઆરા નાખવાના આવે છે, તે વચનુ ચકર તથા ગડીકા ( સોનીની દુકાનમા વાપરવાનુ લાકડાનુ હથીઆર વિગેરે બનાવવા યોગ્ય છે, એવુ પાપનુ વચન સાધુએ કદી ન બોલવુ )

आसण सयण जाणं, हुज्जा वा किचुवस्सए।
भूओवघाइणि भास, नेव भासिज्ज पन्नव॥२९॥

આ ઝાડ બેસવાના પાટલા કરવાને યોગ્ય છે, આ ઝાડ સૂવાના પલગ બનાવવા યોગ્ય છે, આ રથને યોગ્ય છે, આ

ઉપાશ્રયને યોગ્ય છે, અથવા આ બારણા બનાવવા યોગ્ય છે, અથવા પાતરા બનાવવા યોગ્ય છે, એવુ જીવને દુખ દેનારૂ વચન બુદ્ધિમાન સાધુ ન બોલે કારણકે તેવુ વચન બોલતા સાધુને ઝાડ કાપવાની અનુમોદનાનુ પાપ લાગે તથા તેના સ્વામી વ્યતર વિગેરે દેવતા કોપાયમાન થાય, તથા ગ્રહસ્થ એમ જાણે કે આ સારા લક્ષણ વાળુ ઝાડછે, અથવા ઉલટુ બોલાયુ હોયતો એમ કહેકે આ સાધુઓને બોલવાનુ ભાન નથી,

तहेव गतुमुज्जाणं, पव्वयाणि वणाणि अ।
रुक्खा महल्ल पेहाए, एव भासिज्ज पन्नवं॥३०॥

તેથી ઉદ્યાન, પર્વત અને વનમા ગએલો હોય, ત્યા મોટા મોટા ઝાડ દેખીને જરૂર પડે તો આ પ્રમાણે સાધુએ બોલવુ

जाइमंता इमे रुक्खा, दीहवट्टा महालया।
पयायसाला विडिमा. वए दरिसणित्ति अ ॥३१॥

આ વૃક્ષો અશોક વિગેરે છે તે ઉત્તમ જાતીના છે આ અનેક જાતના ઝાડ નાળીએરી વિગેરે ઉચા છે અને નદી વૃક્ષ વિગેરે ગોળાકારે છે, અને વડ વિગેરે વિસ્તારવાળા છે આ ઝાડો ઘણી ડાળવાળા છે આ જોવા જોગ વૃક્ષો છે, તે પણ સાધુ વિશ્રાતી લેવા બેઠો હોય, ત્યા જોયા હોય તો બીજા સાધુને નિશાની બનાવવા કહેવુ પડે ત્યારેજ બોલવુ (પણ વિના કારણે ગમે ત્યા બોલવુ નહી )

तहा फलाइ पक्काइं, पायखज्जाइं नो वए ।
वेलोइयाइ टालाइं, वेहिमाइ त्ति नो वए ॥३२॥

હવે ફળના આશ્રયી કહે છે. આ આબા વિગેરેના ફળ પાકેલા છે ખાવા યોગ્ય છે એમા જાગ બધાયલી છે ખાડા નાખીને કોદરા અથવા પરાળ (ઘાસ) વિગેરે નાખીને પકાવીને ખાવા યોગ્ય છે, એમ સાધુ ન બોલે અથવા આ વધારે પાકેલી હોવાથી આઓ વેદી (ચુટી) લેવા યોગ્ય છે, અથવા આ ગોટલી બધાયા વિનાની છે, માટે કોમળ છે તથા આ ગોટલી બધાયાથી બે ફાડચા (ચીરવા) યોગ્ય છે આવુ વચન સાધુ ન બોલે, કારણુ કે ગૃહસ્થ એમા મહેનત કરે અને પ્રયાસ કરતા સાધુને અનુમોદનાનુ પાપ લાગે તથા ફળ પાકેલા ન હોય તો ગ્રહસ્થને સાધુપર દ્વેષ થાય

असंथडा इमे अवा, वहुनिव्वडिमाफला ।
वइज्ज वहुसंभूआ, भूअरूवत्ति वा पुणो ॥३३॥

કારણેં કરી સાધુએ કેમ બોલવુ, તે વિધિ કહે છે આ આબા ફળથી ભરેલા છે, તેથી ઘણા ભારથી નીચા નમી ગયા છે, અને ભાર ઉચકવાને સમર્થ નથી આબા લેવાનુ કારણુ એ છે કે તેમા ફળ ઘણા તથા ઉપયોગી હોવાથી તે

પ્રધાન વૃક્ષ છે અથવા એમા ગોટલી બધાએલા ફળ ઘણાં છે, અને ઘણા પાકેલા હોવાથી તથા વેડવા (ચુટવાને) યોગ્ય હોવાથી તેવા પ્રકારના છે તથા આ કોમળ ફળવાળા છે (આ પણ સાધુ બીજા સાધુને માર્ગની નીશાની બતાવે તેવા સમયે બોલવાનુ છે તેજ પ્રમાણે પોતે કયા રહ્યા તે કોઈ પુછે તો તે નિશાની બતાવવામા બોલવા યોગ્ય છે

तहेवोसहिओ पक्काओ, नीलिआओ छवीइ अ।
लाइमा भज्जिमाउत्ति, पिहुखज्ज त्ति नो वए॥३४॥

હવે અનાજ પાકયુ હોય તો તેની બોલવાની વિધિ કહે છે આ ડાંગર, કમોદ ભાત, વિગેરે પાકી ગઇ છે, તથા તેની કાન્તિ લીલા રંગની છે અથવા વાલ, ચોળા, જુવાર વીગેરેની ફળી ચુટવા યોગ્ય થઈ છે તથા આ ફળીઓ (શીંગો) વિગેરે ભુંજવા યોગ્ય છે, તથા આ અનાજનો પોંક (અડધુ પાકેલુ અનાજ) પાડવા યોગ્ય છે આવુ વચન સાધુ ન બોલે, કારણ કે તેથી ગ્રહસ્થ આરંભ કરે તેનુ પાપ સાધુને લાગે એ પૂર્વે બતાવ્યુ છે

रूढा बहुसंभूआ, थिरा ओसढावि अ।
गब्भिआओ पसूआओ, ससाराउत्ति आलवे॥३५॥

જરૂર પડેથી બોલવાની વિધિ કહે છે આ રૂઢ છે,

એટલે બહુ પાકેલ છે, અથવા પાકી જવા જેવા છે આ પાકી ગએલા છે, આને માથે ડુંડા, (કણસલા) આવેલા છે આ ગર્ભવાળા છે, એને ડુડા (કણસલા) આવ્યા નથી ફક્ત મુછ આવેલી છે (મુછ એટલે ચોટલી, રૂવાટી) ડાંગર વિગેરે આ પ્રમાણે છે એમ બોલવુ પાકેલાને માટે કેવી રીતે બોલવુ તે ઉપર બતાવ્યુ છે

तहेव सखडि नच्चा, किच्च कज्जति नो वए ।
तेणगं वावि वज्झित्ति, सुतित्थित्ति अ आवगा॥३६॥
संखडिं सखडि बूआ, पणिअट्ठ त्ति तेणग ।
बहुसमाणि तित्थाणि, आवगाण विआगरे॥३७॥

સાધુએ વિચારીને બોલવુ, ત્યાર પછી તેને લગતુ બીજુ પણ કહે છે 'સખડી' એટલે જેમા જીવોનુ આયુ (આઉખુ) નાશ પામે, (મરણ પામે) તે સખડી એટલે સ્થાવર જીવોને દુખરૂપ મરણનુ જમણ જાણીને સાધુ ત્યા ગયો હોય તો એમ ન બોલે કે આ આપને માટે કરવા જોગ છે જો બોલે તો મિથ્યાત્વની વૃદ્ધિ થાય તથા ચોરને દેખીને એમ ન બોલવુ કે આ બાધવા જોગ છે જો બોલે તો એમ મનાય કે આ ખરેખર ચોગ્ય છે (વખતે તે ચોર પણ ન હોય તો સાધુને જુઠનો દોષ લાગે અને કદાચ ખરો ચોર હોય તો તેના

સગા વહાલા સાધુ ઉપર દ્વેષ કરીને તેને અથવા બીજા સાધુને હેરાન કરે) નહી જાણીને એમ ન બોલવુ કે આ સારૂ તીર્થ છે કે આ ખરાબ તીર્થ છે (જો બોલે અને સારૂ તીર્થ કહે તો લોકો નાહાવા આવે, અથવા તે બાને પાણીના જીવોને હેરાન કરે, અને ખરાબ કહે તો તેને માનનારાને દ્વેષ થાય) પણ કારણે કરીને બોલવુ પડે તો તેની વિધિ કહે છે સખડીને સખડીજ કહે એટલે કોઇ વખતે વર્ણન કરવુ પડે તો એમ કહે કે ખીચોખીચ સખડી (જમણવાર) હતી ચાર માટે કહેવુ હોય તો વર્ણનમા પણિત અર્થ છે, એટલે એણે પોતાનો જીવ બદલે મૂકીને ધનની મુર્છા કરી છે, આ ચેલાને અથવા બીજા કોઇને ઉપદેશ આપવો હોય તો કર્મના ફળ આવા ભોગવવા પડે છે. તે બતાવવા કહેવુ, અને નદી સબધી સાધુને બીજા સાધુ સાથે વાત કરવી પડે તો કહેવુ કે આ નદીનુ પાણી ઉતરવાની જગ્યાએ સમાન છે જયા નદીમા ઉતરાતુ હોય તેને તીર્થ કહે છે

**तहा नईओ पुण्णाओ, कायतिज्जत्ति नो वए ।**
**नावाहि तारिमाउत्ति, पाणिपिज्जत्ति नो वए॥३८॥**

નદી ભરેલી હોય તો પુરી ભરેલી છે એમ ન કહેવુ કારણ કે તેથી તેમા ઉતરતા માણસો પાછા ઘેર જશે તેથી સાધુને તેની ક્રિયાનો દોષ લાગશે, તથા શરીરથી તરવાજોગ છે

એમ પણ ન કહેવુ જો તેમ કહે તો હવે વિઘ્ન નથી, એમ જાણીને લોકો નદીમા પડી પાણીના જીવોને દુ ખ દેશે નાવથી ઉતરવા જોગ છે, એમ પણ ન બોલે, જો બોલે તો બીજી રીતે વિઘ્ન થશે એમ જાણીને નાવ મુકી ઉતરતા નાવનો દોષ મુનીને લાગશે, તથા કીનારાનુ પાણી પીવા જોગ છે, એમ પણ ન બોલવુ કારણ કે તેથી લોકો પાણી પીવા લાગી જાય, માટે તેવુ પણ મુનીએ ન બોલવુ

बहुवाहडा अगाहा, बहुसलिलुप्पिलोदगा ।
बहुवित्थडोदगा आवि, एव भासिज्ज पन्नवं ॥३९॥

પ્રયોજનમા બોલવુ પડે અને બીજા મુનીને ગ્યતો બતા વવો હોય તો કહેવુ કે પ્રાય નદી ભરેલી છે તથા અગાધ (અથાગ પાણી) છે, તથા બીજા ઝરણા, તથા નાળાથી ઘણા પાણીવાળી નદી છે તથા પોતાના કાઠાને પાણીથી ભીંજાવવા તૈયાર થએલી છે, આ પ્રમાણે બુદ્ધિમાન સાધુ કારણે કરીને બોલે, કોઇ ગૃહસ્થ અથવા અન્ય કોઇ આવીને પુછે તો મુની એમ ન બોલે કે હુ કાઇ જાણતો નથી જે એવુ જુઠુ બોલે તો પ્રત્યક્ષ જુઠ દેખીને બીજા માણસને દ્વેષ થાય

तहेव सावज्जं जोगं, परस्सट्ठा अ निट्ठिअं ।
कीरमाणत्ति वा नच्चा, सावज्ज नलवे मुणी ॥४०॥

વળી બોલવાની વિધિમા એવુ બીજુ કહે છે સાવદ્ય વ્યાપારવાલુ વચન પારકાના માટે ભૂત, વર્તમાન કે ભવિષ્ય કાળ સબધી જાણીને ન બોલે તેનો ખુલાસો આગળ કહે છે

सुकडित्ति सुपक्कित्ति, सुच्छिन्ने सुहडे मडे।
सुनिट्ठिए सुलट्ठित्ति, सावज्जं वज्जए मुणी॥४१॥

આ સભાની બાધણી સારી કરી છે અથવા આ સહસ્ત્ર 'પાક' વિગેરે સારો પકવ્યો છે આ વન વિગેરે સારૂ છેદયુ છે તથા કૃપણનુ ધન વિગેરે ઠીક ચોરાઈ ગયુ છે, તથા આ શત્રુ મરી ગયો તે સારૂ થયુ, આ ધનના અભિમાનીનુ ધન ઠીક વપરાયુ, તથા આ કન્યા બહુ સુદર છે, એવુ સાવદ્ય વચન મુની ન બોલે, જો બોલે તો તેની સસારી પ્રવૃત્તિમા જે દોષ લાગે તેની અનુમતિનો મુનીને દોષ લાગે, પણ નિરવદ્ય વચનને જરૂર પડે બોલે, જેમકે એણે વડીલોની સેવા સારી કરી, આ સાધુએ બ્રહ્મચર્ય બહુ સારૂ પાળ્યુ આ ઉત્તમ પુરૂષે સનાગનુ બ વન ઠીક છેદયુ છે આ ચેલાનુ ઉપકરણ ઉપસર્ગમા ઠીક ચોરાયુ છે (પોતાની મર્યાદાથી બહાર કોઈ મુની વધારે વસ્ત્ર રાખતો હોય અને એકલો ભટકતો હોય તો કપડુ જાય તો એની મુર્છા ઉતરી એ ઠીક થયુ) (આથી સાધુએ પોતાનુ વસ્ત્ર ચોરાયુ હોય તો તેનો ખેદ ન કરવો) તેવીજ રીતે જો કોઈ મુની અણસણ કરીને

મરી ગએલો હોય તો કહેવુ કે એણે પડિત મરણ સારૂં કર્યુ (મુનીઓને અતકાળે આયુની ખબર પડી હોય અને કાયાનો ખપ ન હોય તો સમાધિથી આહારનો ત્યાગ કરી તપસ્યાથી મરે તો એ પડિત મરણ કહેવાય છે, પણ ફાંસો ખાઇને કે કુવામા પડીને મરે તો તે બાળમરણ કહેવાય. તે વખાણવા યોગ્ય નથી) એણે અપ્રમાદપણે મુનીપણુ પાળીને કર્મનો અત કર્યો તે બહુ સારૂ છે, તથા આ મુનીની ક્રિયા બહુ સારી છે, તેમા દોષ નથી પણ ગુણાનુરાગ છે અર્થાત્ મુનીએ જેમા જીવોને પીડા થાય તેવુ કૃત્ય હોય તેની પ્રશસા ન કરવી, તેમ કોઇએ સારૂ કૃત્ય કર્યું હોય નિસ્પૃહતા સ્વીકારી હોય તો તેને પ્રશસવા યોગ્ય છે

पयत्तपक्कत्ति व पक्कमालवे,पयत्तछिन्नत्ति व छिन्नमालवे। पयत्तलट्ठित्ति व कम्महेउअ, पहारगाढत्ति व गाढमालवे ॥४२॥

હવે ગૃહસ્થે પાપ કરીને વસ્તુ બનાવી હોય ત્યારે તેમા મુનીએ ન બોલવુ, એ ઉત્સર્ગ માર્ગ છે પણ હવે અપવાદ માર્ગ કહે છે કોઇ માદા સાધુના માટે ઓસડ લાવવુ હોય તો જરૂર પડે એમ કહેવુ કે આ પ્રયત્નથી સારૂ પકાવેલુ છે એટલે બીજો સાધુ જે ઓસડ લેતો હોય તે શકા રહીત થઇને લે, તેજ પ્રમાણે કારણ પડે બીજા સાધુને વન સબધી

કહેવુ હોય તો આ વન બરાબર પ્રયત્નથી છેદાએલુ છે કે જેમા સાધુને લીલુ ઘાસ વિગેરે નડે તેમ નથી, તથા આ સુંદર કન્યાએ પ્રયત્નથી દિક્ષા લીધી છે તે ચારિત્ર સારૂ પાળે, તેવી યોજના કરવી, તથા કર્મ નિમિત્તે આ બધુ છે, એમ બોલે તો હરકત નથી, તથા કોઇને માર ઘણો લાગ્યો હોય તો એમ કહેવુ કે એને માર ઘણો લાગ્યો છે, જેથી તે સાભળનારને અપ્રીતિ ન થાય

सव्वुक्कसं परग्घं वा, अउलं नत्थि एरिसं ।
अविक्किअमवत्तव्व, अचिअत्त चेव नो वए ॥४३॥

રસ્તામા ચાલતા કોઈ પુછે તો એમ ન કહેવુ કે આ સર્વોત્તમ (સુંદર) છે તેમ આ ઘણુ મોઘુ છે આવુ બીજે કઈ નથી, એવુ ન બોલે આ અમસ્કૃત છે અર્થાત્ બીજે આવુ ઘણુ મળે છે એમ સાધુ ન બોલે, આ અનત ગુણે કરીને યુકત બોલાય તેવુ નથી તથા અપ્રીતિકર છે આવુ બીજાને અપ્રિય લાગે તેવુ ન બોલવુ, અથવા સારૂ છે એવું પણ ન બોલે, કારણ કે તેથી બીજાને લેવાનુ મન થાય તેનો દોષ મુનીને લાગે, અથવા ખરાબ કહેવાથી તેનો માલ વેચાય નહી તો અતરાયનો દોષ લાગે, (એટલા માટે મુનીએ સર્વત્ર વિચારીને બોલવુ જોઇએ)

सव्वमेअं वइस्सामि, सव्वमेअ ति नो वए ।

अणुवीइ सव्वं सव्वत्थ, एवं भासिज्ज पन्नवं ।४४।

આ બધુ બોલીશ, એવુ કોઈએ સ દેશો આપતા મુનીએ ને બોલવુ, કારણ કે બોલવામા જરાપણ વધઘટ થાય તો દોષ લાગે અને અક્ષરે અક્ષર સ દેશો કહેવાને શકય નથી, તેજ પ્રમાણે તુ આ અક્ષરે અક્ષર બીજાને કહેજે એવો સ દેશો પણ બીજાને ન આપવો, કારણ કે તે પ્રમાણે બનવુ અશકય છે સ્વર અને વ્યજનનો કઇપણ ભેદ પડી જાય અને તે પ્રમાણે ન બોલે તો જુઠનો દોષ લાગે એટલા માટે દરેક જગ્યાએ મુનીએ ચિતવીને બધા કાર્યમા જેનો સભવ અને શક્ય હોય તેટલુજ બુધ્ધિવાન મુનીએ બોલવુ

सुक्कीअ वा सुविक्कीअं, अकिज्ज किज्जमेव वा ।
इम गिण्ह इमं मुच, पणीअं नो विआगरे ॥४५॥

ગૃહસ્થને માલ લેતો વેચતો જાણીને મુનીએ એમ ન કહેવુ આ તે ઠીક લીધુ, અથવા ઠીક વેચ્યુ, અથવા આ ખરીદવા જોગ છે, અથવા ખરીદવા જોગ નથી, કારણ કે આ મોઘુ અથવા સસ્તુ થશે એવુ ન બોલવુ, એવીજ રીતે તુ લે, વેચ એવુ પણ ન બોલે તથા ઘી વિગેરે મોઘુ થશે એવુ વેપાર સબધી મુની ન બોલે જો બોલે તો ઉપર જેવા દોષો થાય એટલે લેતા, વેચતા ખોટ જાય તો અપ્રીતિ થાય અને વેપાર કરતા કમાય તો વધારે વેપારમા પડી ઘણા આરભ કરે

अप्पग्घे वा महग्घे वा, कए वा विक्कएवि वा ।
पणिअट्ठे समुप्पन्ने, अणवज्ज विआगरे ॥४६॥

હવે બોલવાની વિધિ કહે છે વસ્તુ, મોંઘુ લેવુ વેચવું કે વેપારની બાબતમા કોઇ ગૃહસ્થ જો સાધુને કઇપણ પુછે તો તે સમયે મુનીએ કહેવુ કે મુનીઓને આ વ્યાપાર સબધમા બોલવાનો અધીકાર નથી, એવુ નિર્દોષ વચન બોલવુ

तहेवासजयं धीरो, आस एहि करेहि वा ।
सय चिट्ठ वयाहित्ति, नेव भासिज्ज पन्नवं ॥४७॥

તેમજ અહીજ બેસો, અહી આવો, જાઓ, એમ સચય કરો, સુઓ, ઉભા રહો, બહારગામ જાઓ, આવુ ગૃહસ્થ સાથે બુધ્ધિમાન મુનીએ ન બોલવુ

बहवे इमे असाहू, लोए वुच्चति साहुणो ।
न लवे असाहु साहुत्ति, साहु साहुत्ति आलवे ॥४८॥

આ લોકને વિષે ઘણા આજીવિક (ગોશાળામતના પંથ) વિગેરેના મુનીઓને તેઓ મુની માને છે પણ મોક્ષ સાધકની અપેક્ષાએ તેમનુ સાધુપણુ ઉચિત ન હોવાથી ખરી રીતે તેઓ અસાધુ છે, તેથી તેવાઓને ઉત્તમ મુનીઓએ મુની તરીકે ન કહેવા જો તેમને મુની કહે તો અમુનીને મુની કહવાનો

જુઠનો દોષ લાગે, અને તેને ખુદને પણ સાધુ તરીકે ન કહેવો, કારણ કે તેના દોષોની અનુમોદના થાય, પણ જે ખરા મુની હોય તેને મુની કહેવા, તે બતાવે છે

नाणदंसणसपन्न, सजमे अ तवे रय ।
एवगुणसमाउत्तं, सजयं साहुमालवे॥४९॥

જ્ઞાન દર્શનથી યુકત હોય તથા સંયમ તથા તપશ્ચર્યામા રકત હોય એવા ઉત્તમ ગુણોથી જે વિભુષિત હોય તેવા મુની ને મુનીએ મુની કહેવા, પણ વેષ ધારીનેજ ફકત રહેલા હોય, અને ગુણ ન મેળવે તો તેને મુની ન કહેવો

देवाणं मणुआण च, तिरिआण च वुग्गहे ।
अमुगाण जओ होउ, मा वा होउ त्ति नो वए।५०।

દેવતામા સુર અસુરને તથા મનુષ્યમાં રાજા રાજાઓને તથા તિર્યંચમા પાડા પાડાઓ વિગેરેને લડાઇ થાય તો તેમા એનો જય થાઓ, અથવા ન થાઓ એવુ મુનીએ ન બોલવુ જો બોલે તો લડાઈના પાપનો દોષ લાગે તથા જેની હાર થાય તેને દ્વેષ થાય માટે તેવુ મુની ન બોલે

वाओ वुट्ठ च सीउण्ह, खेमं धाय सिवत्ति वा ।
कया णु हुज्ज एआणि? मा वा होउ त्ति नो वए।५१।

વાયુ વાય તો સારૂ, અથવા વૃષ્ટિ પડે તો ઠીક, ઠંડો પવન હોય તો ઠીક, આ રાજય શત્રુ રહીત ક્યારે થશે! સુકાળ ક્યારે થશે? ઉપસર્ગો ક્યારે મટશે? આવુ સાધુ ન બોલે પોતે ગરમીમા પીડાય, ઠંડકથી પીડાય, અનેક જાતના ભયો આવે, તોપણ તેનાથી કટાળે નહી તેમ કદાચ એમ પણ ન ચિંતવે કે વરસાદ ન પડો, સુકાળ ન થાઓ, એવુ વિપરીત વચન પણ ન બોલે, એવુ બોલતા બીજા લોકો સાભળે તો દ્વેષ થાય અને તેથી ઉલટુ થાય તો પોતાને આર્ત ધ્યાન થાય, વાયુ વાતા અનેક જીવોને પીડા થાય અને અધિકરણના દોષ લાગે (સાધુના ચિંતવાથી વરસાદ આવે, અને તેની ખેતી થાય તો પૃથ્વી ખેડતા જે જીવોને પીડા થાય, તેનુ અધિકરણ પાપ સાધુને લાગે માટે સાધુએ દરેક અવસ્થામા સમાધિમા રહીને સુખ દુ ખને બરોબર સહેવા)

**तहेव मेहं व नहं व माणव, न देवदेवत्ति गिर वइज्जा। सम्मुच्छिए उन्नए वा पओए, वइज्ज वा वुट्ठ वलाहय त्ति ॥५२॥**

આકાશમા વરસાદ ચઢયો હોય અથવા એકલુ આકાશ હોય, અથવા કોઈ રાજા વિગેરે હોય તો તેને દેવ કહીને બોલાવવો નહી જો તેને દેવ કહે તો જૂઠ બોલવાનો દોષ લાગે, તથા ખુશામતનો દોષ લાગે તો કેવી રીતે બોલવુ તે કહે

છે વરસાદ ચઢયો છે વરસાદ ઘેરાયો છે અથવા વૃષ્ટિ થઈ વાદળા ફેલાયા છે

अंतलिक्खत्ति ण बूआ, गुज्झाणुचरिअत्ति अ ।
रिद्धिमंतं नर दिस्स, रिद्धिमतंति आलवे ॥५३॥

આકાશના માટે કહેવુ કે આ આતરીક્ષ છે, અથવા દેવતાઓને ફરવાનુ સ્થાન છે વળી મેઘ અને નભ એ બને માટે એકજ અર્થ છે તેને ઉપર પ્રમાણે બોલવુ, ધનવાનને ધનવાન શબ્દથી બોલાવવો જો તેમ ન બોલે તો વહેવારમા જુઠનો દોષ લાગે (પણ દેવ શબ્દ વડે ન બોલાવવો)

तहेव सावज्जणुमोअणी गिरा, ओहारिणी जा य
परोवघाइणी । से कोह लोह भय हास माणवो ,
न हासमाणोऽवि गिरं वइज्जा०५४॥

તેજ પ્રમાણે પાપને પ્રશસનારી ભાષા મુનીએ ન બોલવી કે આગામ નાશ પામ્યુ તે ઠીક થયુ તથા આ એમજ છે એવુ ન બોલે તથા બીજાને શસય ઉત્પન્ન થાય તેવુ પણ મુની ન બોલે, તથા માસ ખાવુ તેમા દોષ નથી, એવુ જીવ હિસાનુ દોષિત વચન ન બોલે એ પ્રમાણે ક્રોધથી લોભથી, ભયથી, હાસ્યથી, માન, પ્રેમ વિગેરેને અનુસરનારી

એવી ભાષા પણ મુની ન બોલે તેમ હસ્તો હસ્તો પણ ન બોલે કારણ કે તેથી ઘણા દુષ્ટ કર્મો બંધાય છે

सवक्कसुद्धि समुपेहिआ मुणी, गिरं च दुट्ठं परिवज्जए सया । मिअं अदुट्ठे (टठं) अणुवीइ भासए, सयाण मज्झे लहई पससणं ॥५५॥

પોતાના વાકયની શુધ્ધીને રાખીને સાધુ બોલે તથા દુષ્ટ વાણીને પોતે તજે, કેવુ બોલે તે કહે છે સ્વરથી અને પરિમાણથી માપવાલુ એટલે સાભળનારો સાભળી શકે તથા સમજી શકે તેવુ બોલે તથા અદુષ્ટ તે દેશકાળને યોગ્ય વિચારીને બોલનારો સાધુ ઉત્તમ પુરૂષોમા પ્રશસા પામે છે (તેનુ વચન બીજા માણસો માન્ય કરે છે)

भासाइ दोसे अ गुणे अ जाणिआ, तीसे अ दुट्ठे परिवज्जए सया। छसु सजए सामणिए सया जए, वइज्ज वुद्धे हिअमाणुलोमिअ ॥५६॥

ઉપર બતાવ્યા પ્રમાણે ભાષામા રહેલા દોષો અને ગુણો જાણીને તેમા દુષ્ટ વચનો જે હોય તેને છોડી દે અને છ ( યમા રક્ષક બનીને સયત (મુની) ચરિત્રના પરિણામવાળો સદા ઉપયોગ રાખીને બુદ્ધિવાન પુરૂષ પ્રાણીને હિત કરનારૂ

અને પરિણામે સુદર હોય તેવુ મનોહર વચન મુનીઓ બોલે.

परिक्खभासी सुसमाहिइंदिए, चउक्कसायाऽवगए अणिस्सिए । से निध्धुणे धुन्नमल पुरेकड, आराहए लोगमिण तहा परं ॥५७॥

ति वेमि सवक्कसुद्धीअज्झयणं समत्तं ॥७॥

અધ્યયન સમાપ્ત કરતા કહે છે કે વિચાર કરીને બોલનારો તથા ઇંદ્રિયોને વશ રાખનારો તથા ક્રોધ વિગેરે ચાર કષાયને દુર કરનારો, કોઇના પણ પ્રતિબધમા ન રહેના સાધુ ધર્મ પાળ નારો પોતાના પૂર્વે કરેલા પાપરૂપી મેલને દુર કરીને આ લોક મા વાણીને કબજામા રાખવા વડે, માન પામે છે, અને પરિણામે પરપરાએ મોક્ષ પણ પામે છે આ સૂત્ર અર્થ કહ્યો હવે નય, પુર્વ માફક જાણવા આવુ સુધર્મા સ્વામી જંબુ સ્વામીને કહે છે વિગેરે પૂર્વ માફક જાણવુ વાકય શુદ્ધિ નામનુ સાતમુ અધ્યયન સમાપ્ત થયુ

દશ વૈકાલિક ત્રીજો ભાગ સમાપ્ત.

---

શ્રીમન્ મોહનલાલજી જૈન શ્વે જ્ઞાન ભંડાર

ગ્રંથાંક ૫ મો

# દશવૈકાલિકસૂત્ર.

## ભાગ ૪ થો.

મુળ નિર્યુક્તિ ભાષ્ય અને ટીકાના આધારે

સરળ ભાષાંતર

લેખક-મુની માણક.

પ્રસિધ્ધ કર્ત્તા

મો જૈ શ્વે જ્ઞાન ભંડાર, સુરત ગોપીપુરા

ઓનરરી સેક્રેટરી -ગીરધરલાલ ડુંગરશી શેઠ

સુરત કેળાપીઠ રોડપર આવેલા સોદાગર પ્રેસમાં
ઠાકોરદાસ નગીનદાસે છાપી પ્રગટ કરી છે

સવંત ૧૯૭૮ સને ૧૯૨૧

પ્રતિ ૭૦૦ પ્રથમ આવૃતિ કિંમત ૦-૧૨-૦

# દશ વૈકાલિક સૂત્રની છેવટની ભાષાંતરકારની પ્રસ્તાવના.

આ સૂત્રની પ્રસ્તાવના પહેલા અધ્યયનમા છે એટલે ત્યા કંઇક ખુલાસો થશે બાકીનો અહીં લખીએ છીએ

અધ્યયન બધા મળીને દશ છે પહેલુ અધ્યયન પાચ ગાથાનુ છતા પણ ટીકાકાર હરિભદ્ર સૂરિ મહારાજે ભદ્રબાહુ સ્વામિની નિર્યુક્તિ તથા પૂર્વાચાર્યના ભાષ્ય ઉપર ખુલાસાવાર ન્યાય યુકત વિસ્તારથી ટીકા કરવાથી અને તે ઘણુ મહત્વનુ અધ્યયન હોવાથી એક ભાગ પ્રથમ બહાર પાડયો, પણ સમય અને ધર્માત્મા પુરૂષોની પ્રાર્થના અને યોગ્ય મદદ મળવાથી બીજુ અધ્યયન જે સાધુને સ્થિર કરવા માટે છે તે તથા ત્રીજુ અનાચાર ટુંકામા બતાવી સાધુને નિર્દોષ બનાવનાર હોવાથી તે લીધુ છે અને ચોથા અધ્યયનમા જ્ઞાન ભણીને જીવની ઓળખાણુ કરી નિર્મળ ચારિત્ર પાળવુ કે છેવટે મોક્ષ થાય આ ત્રણે અધ્યયનો ઉપયોગી હોવાથી સાથે લીધા છે ત્યાર પછી પાચમાથી સપૂર્ણ અધ્યયન એ સૂત્ર સાથે લીધા છે શ્રાવકને પણ મોક્ષ આરાધનને માટે ચાર અધ્યયન સુધી મોઢે કરવાના છે તેથી ત્રીજો ભાગ જુદો પાડેલ છે પણ અર્થ થી દશે અધ્યયન સમજીને આત્માને પવિત્ર કરવાનુ છે

મૂળ સૂત્રની ગાથા લગભગ ૭૦૦ છે, અને નિર્યુક્તિની ગાથા ૩૭૧ છે બાકી ગાથા છે

દરેક અધ્યયન એક હિત શિક્ષારૂપ છે તેમાં વિચાર પૂર્વક જેટલું મનન થાય અને તે પ્રમાણે અમલમાં ઉપાધિ ઓછી કરે તેજ આ સૂત્ર રચનાર ગણધર ભગવંતો અને પૂર્વાચાર્યોનો પ્રયાસ સફળ થાય પોતે ભવ્યાત્મા છે, થોડા કાળમાં મોક્ષમાં જવાનો છે દુર્ગતિ દૂર થવાની છે, એ બધું ચારે ભાગોમાં દરેકને વાંચતા જણાશે કેટલાક સાધુ ભગવંતોને કે શ્રાવકોને આ કાર્ય પ્રશંસવા યોગ્ય થયું છે, અને કેટલાકને ઉપેક્ષા કરવા યોગ્ય અથવા અરૂચિકર થયું છે અને તેથી ઉત્સાહ કમી થવા છતાં કેટલાકોના આગ્રહથી આ કાર્ય પુરૂં સમાપ્ત કર્યું છે અને દ્રવ્ય સહાયતા પુરી મળવાથી જ્ઞાન ભંડારના કાર્ય કર્તાઓએ છપાવ્યું પણ છે અને જેઓ આ કાર્યમાં ખામી જુએ તેવાઓને યોગ્ય સુધારો કરી બીજી આવૃત્તિ છપાવવાની પણ પ્રાર્થના કરવામાં આવે છે શ્રાવકથી સૂત્રો કેમ વંચાય એમ વાંધો નડવાથી કેટલાક ધન આપતા અને કેટલાક વાંચતા અટક્યા છે. તેમને પ્રાર્થના છે કે સેંકડો રૂપિઆ પગારને આપી ભણનારા રકમ બધ સાધુઓ તથા સાધ્વીઓ છે, અને ગામ ગામ શ્રાવકોને બોજાને લીધે ચોમાસું કરાવતા પણ વિઘ્ન થાય છે અને ગોપવારીને લીધે પંડિતો પણ મળી શકતા નથી ત્યારે જર્મન વિગેરે દેશના અન્ય ધર્મીઓ વાંચીને સમજવાના

અભાવે ગમે તેમ ભાષાતર લખતા અચકાતા નથી અંગ્રેજી ભણેલા વિદ્યાર્થીઓને તે ભાષાતરો અવળે માર્ગે દોરવે છે અને કેટ લાક અજ્ઞાનતાથી ઉલટુ પણ બોલે છે, પણ જો મુની ભગવતો વિસ્તારથી સૂત્રો ઉપર વિવેચન કરે તો ઘણુ સારૂ

આ સૂત્ર વાચ્યા પછી આચારગ સૂત્ર વચાય તો ઘણો લાભ થાય તેમ ધારીને તે પણ ભાષાતર કરવાનુ અને છપાવ વાનુ જારી છે

પ્રથમ એક એક અ'યયન આચારાગાદિ ગભીર સૂત્રોનુ છપાવવાનુ હતુ તેથી આચારાગ અને સૂયગડાગ છપાવવા આપેલ છે પરતુ વાચનારને તો દશ વૈકાલિક વાચ્યા પછી બીજા વધારે અનુકુળ પડશે

સૂયગડાગ પછી નદિ સૂત્રનુ ભાષાતર કરવા વિચાર છે કોઈપણ ગીતાર્થ સાધુ કોઈપણ ભાગનુ સરળ ભાષાતર કરી આપશે અથવા વાચી આપશે તો તેનો મહાન્ ઉપકાર ઉપકાર માનવામા આવશે

જિન મદિર અને મૂર્ત્તિ જેટલા ઉપકાર કરે છે તેના કરતા લાખો ગુણો લાભ જ્ઞાન પ્રચારથી છે દર્શનને સ્થિર કરનાર આ પરમ પવિત્ર જિન વચન છે માટે પુસ્તકની આશાતના ન કરતા બહુ સભાળ પૂર્વક અમૂલ્ય રત્નની માફક રાખી ઉપયોગ કરવાનો છે અને તેને માટે દરેક શહેરમા કે ગામમા જ્ઞાન મંદિર બનાવી તેનુ ખર્ચ નભાવવા યોગ્ય આવક કરવી જોઈએ કે દરેકને જોઇએ ત્યારે પુસ્તક મળી શકે અને તેમા મુખ્યત્વે જૈન પુસ્તકોને એકત્ર કરવા જોઈએ

# શ્રી દશ વૈકાલિક સૂત્ર ટીકાનું

 ભાષાંતર 

ભાગ ૪ થો

## આચાર પ્રણિધિ અધ્યયન આઠમુ

સાતમુ અધ્યયનં વાકય શુધ્ધિ નામનુ કહ્યુ અને હવે આઠમુ આચાર પ્રણિધિ કહીએ છીએ તેનો આ પ્રમાણે સબંધ છે ગયા અધ્યયનમા મુનીએ વચનના ગુણ દોષ જાણીને નિર્દોષ વચન બોલવુ એવુ કહ્યુ અને અહીઆ આચારમા રહે નારનુ વચન નિર્દોષ હોય તેથી દરેકે તેમા પ્રયત્ન કરવો (પ્રથમ આચાર જાણુવા ઉદ્યમ કરવો

**पणिहाणरहिअस्सेह, निरवज्जपि भासिअं ।**
**सावज्जतुछ विन्नेअ, अज्झत्थेणेह संवुडम् ॥१॥**

પ્રણિધાન ( ઉત્તમ ધ્યાન ) વિનાનુ, નિરવદ્ય બોલે તો

પણ તે દોષિત વચન જાણવુ કારણકે જે માણસ આત્મામા, ઉપયોગ સહીત થઇને, જે બોલે તેજ સવૃત એટલે ઉત્તમ વચન છે આ પ્રમાણે સાતમા આઠમા અધ્યયનનો સબધ બતાવ્યો એના ચાર અનુયોગદ્વાર કહેવા જોઇએ એ બધુ પૂર્વ માફક જાણવુ જ્યા સુધી નામ નિક્ષેપો આવે તે નામ આચારપ્રણિધિ એવુ બે પદવાળુ નામ છે તેમા પ્રથમ આચારને જરા બતાવીને, પછી પ્રણિધિને બતાવે છે

जो पुव्विं उद्दिट्ठो आयारो सो अहीणमइरित्तो।
दुविहो अ होइ पणिही दव्वे भावे अ नायव्वो।२९३।

પૂર્વે ક્ષુલ્લિકઆચાર કથા નામના ત્રીજા અધ્યયનમા આચાર શબ્દનુ વર્ણન કર્યુ છે તે અહીયા જરાપણ ઓછો વધતો નહી અર્થાત્ પૂરેપુરો આચાર અહીંઆ જાણવો હવે પ્રણિધિ શબ્દના નિક્ષેપા કહે છે નામ સ્થાપના સુગમ છે તે છોડીને દ્રવ્ય અને ભાવ એ નિક્ષેપો બતાવે છે

दव्वे निहाणमाई मायपउत्ताणि चेव दव्वाणि।
भाविंदिअनोइंदिअ दुविहो उ पसत्थ अपसत्थो।२९४।

દ્રવ્ય સબધી પ્રણિધિ તે નિધાન (ધન વિગેરે) જમીનમા દાટ્યુ હોય તે, તથા આદિ શબ્દથી જાણવુ કે કપટથી જે કૃત્ન થાય તેપણ દ્રવ્યને દ્રવ્ય પ્રણિધિ કહેવાય જેમકે પુરૂષ

ઓનો વેષ કરીને ભાગે અથવા સ્ત્રી પુરૂષનો વેષ કરી નીકળી જાય એ દ્રવ્ય પ્રણિધિ હવે ભાવ પ્રણિધિ કહે છે તે બે પ્રકારના છે (૧) ઇંદ્રિય પ્રણિધિ (૨) નો ઇંદ્રિય (મન) પ્રણિધિ તેમા ઇન્દ્રિયપ્રણિધિ પણ બે પ્રકારના છે પ્રશસ્ત અને અપ્રશસ્ત છે તેમા પ્રથમ પ્રશસ્ત ઇંદ્રિય પ્રણિધિને કહે છે

सद्देसु अ रुवेसु अ गंधेसु रसेसु तह य फासेसु ।
नवि रज्जइ न वि दुस्सइ एसा खलु इंदिअप्पणिही॥२९५

શબ્દ રૂપ ગધ રસ અને સ્પર્શ એમ પાચ ઇંદ્રિયોના પચ વિષય છે તેમા ચાહે ઇષ્ટ હોય ચાહે અનિષ્ટ હોય, પણ તેમા ચક્ષુ વિગેરે ઇંદ્રિયો ન રાગી થાય, ન ખેદ પામે, એવુ જેને મધ્યસ્થપણુ હોય તે પ્રશસ્ત ઇંદ્રિય પ્રણિધિ કહેવાય, પણ તેથી ઉલટુ હોય તો તે અપ્રશસ્ત છે હવે તેના દોષ કહે છે

सोइंदिअरस्सीहि उ मुक्काहिं सद्दमुच्छिओ जीवो ।
आइअइ अणाउत्तो सद्दगुणसमुट्ठिए दोसे ॥२९६॥

કાનના સ્વાદરૂપ દોરી વડે બધાએલો જીવ જેમ કોઈ સાકળથી બાધે, તેમ કોઈના મધુર શબ્દોમા ગૃદ્ધ થએલો જીવ તેમા ચિત્ત લગાડીને, અકાર્ય કરીને વધ બધન પામે છે (સાપ દરમા રહેલો મોરલીના મધુર અવાજથી બહાર સા-

ભળવા આવીને મદારીના વશ થઇ આખી જીંદગી દુ,ખ પામે છે. તે પ્રમાણે મનુષ્યો પણ સ્ત્રી વિગેરેના મધુર અવાજથી તેમા લલચાઈ દુ ખ પામે છે હવે બીજી ઇ દ્રિયેનુ। થોડુ વર્ણન કરે છે

जह एसो सद्देसु एसेव कमो उ सेसएहि पि ।
चउहिपि इदिएहि रुवे गधे रसे फासे ॥२९७॥

જેવી રીતે મધુર અવાજ સાભળવાથી લલચાઇને દુ ખ પામે છે તેજ પ્રમાણે અનુક્રમે આખ નાક જીભ શરીર તેના ચાર વિષય રૂપ રસ ગધ અને સ્પર્શમા લપટાએલો જીવ દુ ખ પામે છે, ગાથાએ પણ તે પ્રમાણે સમજી લેવી જેમકે ' चक्खुरिदि अरस्सीहो ' વિગેરે પણ જાણવી આ વિષયને દ્રષ્ટાતથી કહે છે

जस्स खलु दुप्पणिहिआणि इदिआइ तवं चरंतस्स ।
सो हीरइ असहीणेहिं सारही वा तुरंगेहि ॥२९८॥

જે સાધુને ઇદ્રિયો કબજામા ન હોય તો તેનુ કરેલુ તપ મોક્ષમા ન લઇ જતા ઉલટે માર્ગે લઇ જાય છે, જેમ રથનો હાકનારો સારથી ઘોડાને કબજામા ન રાખે તો રથ ઉલટે માર્ગે જાય છે (તપસ્વી સાધુ જો ઇદ્રિયના રસમા પડે તો તે તપનુ ફળ સ્વર્ગ માગે, અને તેથી સસાર ભ્રમણ કરે,

આ સબધે બ્રહ્મદત્ત ચક્રવર્તીનુ દષ્ટાંત છે) હવે નો ઇંદ્રિય પ્રણિધિ કહે છે

कोहं माणं मायं लोह च महब्भयाणि चत्तारि ।
जो रुभइ सुद्धप्पा एसो नोइंदिअप्पणिही ॥२९९॥

ક્રોધ માન માયા લોભ એ ચારનુ સ્વરૂપ અનતાનુ બધી અપ્રત્યાખ્યાની પ્રત્યાખ્યાની સજ્વલન એમ ચાર ભેદે છે, એ ચાર મહાભય સમાન છે તેનાથી સમ્યગ્ દર્શન વિગેરે ઉત્તમ ગુણોનો અટકાવ થાય છે એ ચારને જે કોઇ રોકે, તે શુદ્ધાત્મા ક્રોધ વિગેરેને રોકવાથી એટલે ક્રોધ કરે નહી તથા ક્રોધ થતો હોય તો દબાવી રાખે એ પ્રમાણે કરવાથી આત્માનુ મન સાથે એક પણુ થવાથી તથા કુશળ પરીણામ થવાથી નો ઇંદ્રિય પ્રણિધિ કહેવાય (તે મનને કબજામા રાખવાથી થાય છે એમ સૂચવ્યુ ) એ પ્રમાણે પ્રણિધિ ન કરે તો શુ દોષ થાય તે કહેછે

जस्सवि अ दुप्पणिहिआ होंति कसाया तवं चरंतस्स । सो वालतवस्सीविव गयण्हाणपरि-
स्सम कुणइ ॥३००॥

જે તપસ્વી તપ કરતા ક્રોધ વિગેરે ન રોકે તો તેનુ તપ ઉત્તમ નથી, પણ તે બાળ તપસ્વી છે કારણકે તે ઉપવાસનુ પારણુ કરતા તપનાપુન્ય કરતા વધારે દોષ લગાડેછે

જેમકે હાથીને સ્નાન કરાવ્યુ હોય તો પણ પોતાના સ્વભાવ પ્રમાણે પાછી ધૂળ અગઉપર નાખે છે, તેમ ઉપવાસ એક બે ત્રણ કરતા પારણામા અનેક વસ્તુનો ઉપયોગ કરી અથવા તેવી વસ્તુ ન મળતા ક્રોધ કરી ઘણા નવા ચીકણા કર્મ બાધે છે, તે વધારે ખુલાસાથી કહે છે

सामान्नमणुचरतस्स कसाया जस्स उक्कडा होंति।
मन्नामि उच्छुफुल्लं व निष्फलं तस्स सामन्न ।३०१।

જે સાધુ પણ તે પાળે તો પણ બહારથી વેષધારી જાણુવો એટલે જે હૃદયમા ક્રોધ વિગેરે વધારે પ્રમાણમા રાખે તો ગુરૂમહારાજ કહે છે તેનુ સાધુપણુ સેરડીના ફુલમાફક નકામુ છે કારણકે તેને કર્મની નિર્જરા નથી પણ કર્મ બધ છે

एसो दुविहो पणिहो सुद्धो जइ दोसु तस्स तेसिं च ।
एत्तो पसत्थमपसत्थ लक्खणमज्झत्थनिप्फन्नं।२०२।

એ પ્રમાણે બે પ્રકારના ઇંદ્રિય તથા નો ઇંદ્રિય પ્રણિધિ છે તે નિર્દોષ હોય, એટલે જે બહાર અને અદરની ચેષ્ટા ઇંદ્રિય અને કસાય વાળી હોયતો તે સાધુને આ પ્રમાણે જાણવુ એનો ભાવાર્થ આ છે કે જેને ઇંદ્રિય અને કસાયો કબજામા હોય, તેનુ શુદ્ધ પ્રણિધિ છે, એમા પણ તત્વ દ્રષ્ટિએ જોતા બહારના કરતા અદરની ચેષ્ટાની વધારે જરૂર છે એટકે બાહ્ય

ચેષ્ટા કરતા અંદરની ચેષ્ટા વધારે શાન્ત હોવી જોઇએ તથા અંદરની ચેષ્ટાપણ તત્વમા હોય, તો વધારે પ્રશસવા યોગ્ય છે, તથા અપ્રશસ્ત લક્ષણ વાળુ પ્રણિધિનુ જે અધ્યાત્મ છે તે પણ ખરાબ છે ઉપરથી કોઈ કપટી લોકોને ઠગતા ક્રોધ ન કરે અને મૌન ધારણ કરીને સમાધિ લગાવે તો તેની સમાધિ નકામી છે પણ જ્યારે આત્મામા એકાગ્રતા રાખી કોઇ પણ જાતની સ્પૃહા રાખ્યા વિના સ્થિરચિત્તે સમાધિ કરે તે પ્રશસવા યોગ્ય છે.

**मायागारवसहिओ इंदिअनोइंदिएहिं अपसत्थो ।**
**धम्मत्था अ पसत्थो इंदिअनोइंदिअप्पणिही।२०६॥**

આયાસ્થાન યુકત એટલે કપટી તથા ઋદ્ધિ વિગેરેનો અ હકાર કરનારો તે હોય અને ઇંદ્રિય અને મન એ બનેનો નિગ્રહ કહે તોએ અપ્રશસ્ત પ્રણિધિ છે એટલે બીજાને ઠગવા માટે જમીન ઉપર જોઇ જોઇને ચાલે તથા બીજા પાસે પૂજાવા માટે ક્ષમા ધારણ કરે અથવા રિદ્ધિ વિગેરેનો ગર્વ કરે, તો તે પ્રશસવા યોગ્ય નથી, પણ મોક્ષના માટે ધર્મ રકત બની કપટ તથા અહકાર રહીત જે ઇદ્રિયોનો જય કરે છે, અને એ પ્રમાણે ક્ષમા વિગેરે જે ગ્રાણ ધારણ કરે તેનાથી તે ગુણો અભેદ હોવાથી તે પ્રશસ્ત પ્રણિધિ કહેવાય તેનુ ઈંદ્રિયોને તથા મનને કબજામા રાખવુ, તે નિર્જરાનુ ફળ છે, હવે અ-પ્રશસ્ત તથા પ્રશસ્ત પ્રણિધિના ગુણો અને દોષોનુ વર્ણન કરેછે.

अट्ठविहं कम्मरयं वधइ अपसत्थपणिहिमाउत्तो।
तं चेव खवेइ पुणो पसत्थपणिहीसमाउत्तो॥२०४॥

જ્ઞાન આવરણીય વિગેરે આઠ ભેદનું જે કર્મ છે, તે કર્મ રૂપ રજને બાંધે છે, તે બાધનારો અપ્રશસ્ત પ્રણિધિ વાળો જાણવો અર્થાત્ કપટથી ધ્યાન કરનારો મોક્ષમા ન જતા બીજાને ઠગવાથી પોતે ઠગાઇને આઠ કર્મ બાંધીને સંસાર ભ્રમણ કરે છે, અને જે પ્રશસ્ત પ્રણિધિ એટલે કપટ રહીત ઇંદ્રિય તથા મનનો નિગ્રહ કરનારો કર્મરજને ક્ષય કરે છે (અર્થાત્ મોક્ષ મેળવે) તેટલા માટે સંયમ પાળવા પ્રશસ્ત પ્રણિધિમા રહેવુ તે બતાવે છે

दंसणनाणचरित्ताणि संजमो तस्स साहणट्ठाए ।
पणिही पउंजिअव्वो अणायणाइं च वज्जाइं॥२०५॥

દર્શન જ્ઞાન ચરિત્ર તે જેમા છે, તે પુરોસંયમ છે, તે પુરોસંયમ સાધવા માટે પ્રશસ્ત પ્રણિધિને યોજવો, તથા તેનાથી જે વિરૂદ્ધ કપટ વિગેરે છે, તે છોડી દેવા જો ન છોડે તો તેના દોષો બતાવે છે

दुप्पणिहिअजोगी पुण लछिज्जइ संजमं अयाणंतो।
वीसत्थनिसट्ठगोव्व कंटइछे जह पडंतो ॥२०६॥

દિક્ષા લીધા પછી સુપ્રણિધિ ન રાખે તો સંયમની વિરા-

ધના કરે છે, જેમકે કોઇક વિશ્રબ્ધ ( જ્ઞાનવિનાનો ) નિસૃષ્ટ (ઝોકાવેલા) અગવાળો યત્ના કર્યા વિના કાટા વાળા માર્ગે જાય છે, અથવા શ્વભ્ર (ઉચાણમા આકાશ) વિગેરેમા ઉપરથી પડીને દુખ પામે છે, તેમ આ સાધુ વેષ ધારીને સાતાધ્યાનમા ન રહે, તો તેનુ સયમ કુમાર્ગે જતા નાશ પામે છે, હવે તેથી ઉલટુ કહે છે

सुप्पणिहिअजोगी पुण न लिप्पई पुव्वभणिअदोसेहिं।
निद्दहइ अ कम्माइ सुक्तणाइ जहा अग्गी ॥२०७॥

સુપ્રણિહિત એટલે દિક્ષા લીધા પછી ઇંદ્રિય મનને કબજામા રાખીને નિ'કપટી બની સાધુ પણ પાળે તો તેણે દોષોને અટકાવવાથી ઉપર કહેલા કર્મ બધને તે પામતો નથી અને તપ વિગેરેના પ્રભાવથી પુર્વ' કર્મ'ને બાળી મૂકેછે, જેમ સૂકા ઘાસને અગ્નિ બાળે છે તેમ તે પણ કર્મોને નાશ કરે છે

तम्हा उ अप्पसत्थ पणिहाण उज्झिऊण समणेणं।
पणिहाणमि पसत्थे,भणिओ आयारपणिहित्ति।२०८।

આ પ્રમાણે પરમ કૃપાળુ ગુરૂમહારાજ ફરીથી સમજાવે છે કે અપ્રશસ્ત પ્રણિધિ દુખદાઇ છે અને બીજો સુખદાઇ છે માટે અપ્રશસ્તને છોડીને કલ્યાણ કરનારા પ્રશસ્ત પ્રણિધિમા યત્ન કરવો આ પ્રમાણે આચાર પ્રણિધિ બતાવ્યો ( એટલા

માટે દરેક સાધુએ મોક્ષ માટે ઇંદ્રિયો અને મનને વશમા રાખવુ )

આ પ્રમાણે નામ નિષ્પન્ન નિક્ષેપો કહ્યો, હવે સૂત્રાલાપક નિષ્પન્ન નિક્ષેપાનો અવસર છે, તે બધુ પુર્વ માફક જાણી સૂત્ર અનુગમમા અસ્ખલિત વિગેરે ગુણોવાળુ સૂત્ર બોલવુ, તે આ છે,

आयारप्पणिहिं लद्धुं, जहा कायव्व भिक्खुणा ।
तं भे उदाहरिस्सामि, आणुपुव्विं सुणेह मे ॥१॥

ઉપર બતાવેલા આચાર પ્રણિધિને પામીને જે પ્રકારે સાધુનુ અનુષ્ઠાન કરવાનુ છે, તે પ્રકારને હુ તમોને અનુક્રમે કહીશ, તે તમો સાભળો આ પ્રમાણે ગૌતમ ઇંદ્રભુતિ વિગેરે ગણધરો પોતાના શિષ્યોને બોલાવીને કહે છે,

पुढविदगअगणिमारुअ, तणरुक्खस्सबीयगा ।
तसा अ पाणा जीवत्ति, इइ वुत्तं महेसिणा ॥२॥

માટે ગૌતમ અથવા મહાવીર વિગેરે ૠષિઓએ આ પ્રમાણે કહ્યુ છે કે પૃથ્વી પાણી અગ્નિ વાયુ ઘાસ ઝાડ બીજ એ પાચ એક ઇંદ્રિય જીવ છે, (તેમા ઘાસ ઝાડ અને બીજ એ ત્રણ પણુવનસ્પતિ કાયમા ગણવા) (તથા બે ઇંદ્રિયથી તે પચ ઇંદ્રિય સુધી ત્રસ જીવો છે )

तेसिं अच्छणजोएण, निच्च होअव्वय सिआ ।
मणसा कायवक्केर्ण, एवं हवइ सजए ॥३॥

તેટલા માટે તેમનુ અક્ષણુ (અહિંસા) પણુ કરીને હંમેશા સાધુએ રહેવુ એટલે મન વચન કાયાથી તેમની હિંસા ન કરવી, તે સાધુ પણુ છે પણ હિંસા કરેતો સાધુ પણ નથી

पुढविं भित्ति सिल लेलु, नेव भिंदे न सलिहे ।
तिविहेण करणजोएण, सजए सुसमाहिए ॥४॥

હવે દરેકના ભેદ બતાવે છે પૃથ્વી તથા નદિમા કિનારની ભેખડ તથા જમીનમા રહેલો પત્થર તથા ઈંટાળાનો કકડો ( વિના પકવેલો ) તેને ભેદે નહીં, તેમ ખોતરે પણુ નહીં, એમા ભેદવુ એટલે ટુકડા કરવા, અને ખોતરવામા થોડો ભાગ ઓછો કરવો તે આ લેખવુ છે, આ બને સાધુ ન કરે, તે શુદ્ધભાવ વાળો જાણવો

सुद्धपुढवीं न निसीए, ससरक्खंमि अ आसणे ।
पमज्जित्तु निसीइज्जा, जाइत्ता जस्स उग्गहं ॥५॥

જે પૃથ્વી અચિત્ત થઈ નથી. તે શુદ્ધ પૃથ્વી ઉપર સાધુ ન બેસે ( ગ્રહસ્થોએ ચાલવા વિગેરેથી પગથી પાડી હોય તે જગ્યાએ ચાલવુ કે બેસવુ ) તથા જ્યા ધૂળ ઘણી ભેગી થઈ

હોય, અને તે લોકોના વપરાશમા ન આવેલી હોય, ત્યા સાધુ આસન મૂકીને પણ ન બેસે તે પ્રમાણે પૂળમા આળોટે પણ નહી, જરૂર પડેતો લોકોથી વિપરાએલી અચેતન પૃથ્વીમા રજો હરણથી પુજીને બેસે, તથા બેસવા પહેલા તે જમીનના માલીકની પરવાનગી મેળવવી (જો માલીક તે વખતે ત્યા હાજર ન હોય તો ઇદ્રની આજ્ઞા લેવી, ' અણુજાણ્ હ જસ્સગો ' એમ બોલીને બેસવુ પૃથ્વી કાયની વિધિ કહીને હવે પાણીની વિધિ કહે છે

सीओदग न सेविज्जा सिलावुट्ठं हिमाणि अ।
उसिणोदगं तत्तफासुअं, पडिगाहिज्ज सजए ॥६॥

અપકાય (પાણી) તે જમીનમાથી નીકળેલુ સાધુ ન પીએ તથા હિમ (બરફ) નખાય, તથા કરા તે પણ ન ખાય, હિમ પ્રયે ઉત્તર દેશમા વધારે થાય છે હાલમા બનાવટી બરફ બહુ બને છે, તે પણ ન ખાય ) ત્યારે શુ કરવુ તે કહે છે, ઉનુ કરેલુ પાણી જેના ત્રણ ઉકાળા આવેલા હોય, તથા સોવીર (ધોવણ)નુ પાણી વિગરે અચિત્ત થયેલુ યાચીને સાધુ પીએ

उदउल्लं अप्पणो काय, नेवं पुंछे न सालिहे ।
समुप्पेह तहाभूअं, नो ण संघट्टए मुणी ॥७॥

પોતાના કાયા નદી ઉતરતા અથવા ભિક્ષાએ જતા વરસાદ

વિગેરેથી ભીનાએલી હોય, તો તેને કપડાથી કે ઘાસ વિગેરેથી લુછે નહી, તથા હાથથી જરા સ્પર્શપણ ન કરે, પણ પોતાની મેળે સુકાવારે

इंगाल अगणि अञ्चि, अलाय वा सजोइअं ।
न उजिज्जा न घट्टिज्जा, नो ण निव्वावए मुणी ॥८॥

પાણી પછી અગ્નિની વિધિ કહે છે બળતા રહીત અંગારા છે, અને બળતા લોહામા રહેલો તે અગ્નિ અને જુદુ પડેલુ બળતુ તે અર્ચિ (ભડકા) છે અલાત (ઉમુક ) જ્યોતી વિગેરે હોય, તેને પોતે બાળે નહી, અને અડકે પણ નહી, બુઝાવેપણ નહી, અર્થાત્ દીવો બાળે નહી એક જગ્યાએથી બીજી જગ્યાએ ખસેડે પણ નહી, અને બૂઝાવે પણ નહી, તેને સાધુ જાણવો હવે વાયુની વિધિ કહે છે

तालिअटेण पत्तेण, साहाए विहुणेण वा ।
न वीइज्जऽप्पणो कायं, बाहिरं वावि पुग्गलं ॥९॥

તાડના પખાથી કે કમળ વિગેરેના પાદડાથી કે ઝાડની ડાળી પોતાના શરીર ઉપર હવા ન લે તેમ ઉના પાણીને ઠારવાપણ ઉપયોગ ન કરે

तणरुक्खं न छिंदिज्जा, फलं मूलं च कस्सई ।

आमगं विविहं बीअं, मणसावि ण पत्थए ॥१०॥

હવે વનસ્પતિની વિધિ કહે છે દર્ભ વિગેરેનુ ઘાસ કદબ વિગેરે ઝાડ હોય તેને પોતે ન છેદે, તથા ફળ તથા ઝાડ વિગેરેનુ મૂળીઉ જમીનમાથી ખેચી ન કાઢે, તથા એકયા વિનાના કાચા બીજ મનથી પણ વાચ્છે નહી, તો આવાની તો આશા ક્યાથીજ હોય

गहणेसु न चिट्ठिज्जा, बीएसु हरिएसु वा ।
उदगंमि तहा निच्च, उत्तिंगपणगेसु वा ॥११॥

તથા વનનિ કુજમા (લીલા છોડવાની અદર) ન બેસે. કારણકે ત્યા બેસતા ઓચિતો સ્પર્શ થઈ જાય, તથા પાથરેલા કમોદના બીજમા તથા હરી ઉપર પણ ન બેસે, કારણકે ત્યા હમેશા અનતકાય વનસ્પતિ રહે છે કે પાણીમા હમેશા લીલ રહે છે, તથા સાપનુ છત્ર (ટોપ તે છત્રીના આકારે ચેમાસામા સફેદ રગવાળુ જમીનમા ઉગેછે,) તે તથા જ્યા જમીન ઉપર સેવાળ (લીલ બાઝેલી હોય) ત્યા સાધુ ન બેસે (ઉદકનો અર્થ અહી પાણી ન લેતા અનતકાય વનસ્પતિ લીધો છે અને બીજા આચાર્ય પાણીજ અર્થ કરે છે (હવે ત્રસકાયની વિધિ કહેછે

तसे पाणे न हिंसिज्जा, वाया अदुव कम्मुणा ।
उवरओ सव्वभूएसु, पासेज्ज विविहं जगं ॥१२॥

બે ઇંદ્રિય વિગેરે ત્રસકાયને પોતે હણે નહી, મન વચન કાયાથી તેમની રક્ષાકરે, એ પ્રમાણે બધા જીવો ઉપર ધ્યાન રાખીને જુઓ કે આજીવો એ જીવદય પાળી નથી માટે સંસારમા ભમે છે એમ ખેદ પામીને પોતે દરેક પ્રકારે તેમનુ રક્ષણ કરે, અને હિંસાથી પોતે બચે

अट्ठ सुहुमाइ पेहाए जाइ जाणत्तु संजए ।
दयाहिगारी भूएसु, आस चिट्ठ सएहिवा ॥१३॥

સ્થુળવિધિ કરીને સૂક્ષ્મવિધિ કહે છે આઠ પ્રકારના સૂક્ષ્મ જીવો છે તેને જોઇને સાધુએ બેસવુ જે જીવો ઉપર દયાનો અધિકારી છે તે પ્રથમ અજીવ જગ્યા જોઇને પછી આસન ઉપર બેને કે સુવે એટલે જ્ઞપરિજ્ઞાવડે જીવોને જાણે પ્રત્યાખ્યાન પરિજ્ઞા વડે હિંસાને ત્યાગે તે સાહુ છે જે જોયા વિના બેસે અને જીવોની દયા ન પાળેનો દયાનો અધિકારી ન કહેવાય તેથી તેને અતિચાર (મલિનતા) લાગે

कयराइं अट्ठ सुहुमाइ?, जाइ पुच्छिज्ज संजए ।
इमाइ ताइं मेहावी, आइक्खिज्ज विअक्खणो॥१४॥

આઠ સૂક્ષ્મ કયા છે જો તે પ્રશ્ન સાધુ પૂછે, તો તેને મર્યાદામાં રહેલા ગીતાર્થ સાધુએ તેને ખુલાસાથી સમજાવવું, આ સૂત્રમા એમ સમજાવ્યુ છે કે ખરેખર જાણનારાએજ કહેવું,

કે સાભળનારને વિશ્વાસ આવે, પણ પોતાને પૂરૂ માલુમ ન હોયતો સાભળનારને તેના ઉપર વિશ્વાસ ન આવે, (તથા શિષ્ય પોતાને દયાનો અધિકાર હોવાથી તે અવશ્ય પૂછે, કે મારે ઉપકારક અને અપકારક શુ છે? કે જેના ઉપર હુ યત્ન કરૂ )

**सिणेहं पुप्फसुहुम च, पाणुत्तिग तहेव य ।**
**पणग बीअहरिअ च, अडसुहुम च अट्ठम ॥१५॥**

અવશાય (ઝાકળ) હિમ મહિકા (ઝીણી ફરફર, કરા હરતનુ (મોતી જેવા પાણીના બિદુ) આ પાણીના સૂક્ષ્મ ભાગો છે જે સ્નેહ નામથી ઓળખાય છે, તેનુ રક્ષણ હમેશા સાધુએ કરવુ, પુષ્પ સૂક્ષ્મતે વડ ઉમરડો વિગેરેના ફુલ તેવાજ રગના બહુ ઝીણા હોવાથી દેખાતા નથી તેની રક્ષા કરવી (ટીપણમાં લખ્યુ છે કે ગ્રહસ્થોને આવર્જવા દુર્લભ છે, પણ સાધુઓએ ખુબ લક્ષમા રાખીને તેને બચાવવા જોઈએ તે અપેક્ષાએ સુક્ષ્મ છે તેજ પ્રમાણે સૂક્ષ્મ પ્રાણી તે કથવા આ અનુદ્ધરી કહેવાય છે, કારણકે એટલા નાના હોય છે કે ચાલતા હોય તોજ જીવ તરીકે જણાય, પણ ન ચાલે તો જીવ તરીકે જાણવો બહુ મુશ્કેલ થઇ પડે, (માટે સાધુએ હરેક સમયે પુજીને જોઈને વસ્તુનો ઉપયોગ કરવો) ઉતિગ સૂક્ષ્મ તે કીડીનગરૂ, (કીડીઆરૂ) તેમા કીડીઓ ઉપરાત બીજા હરેક જીવો હોય છે

તમા પનક સૂક્ષ્મ તે આય ચોમાસામા લાકડુ તથા જમીન ઉપર પાચ વર્ણની લીલ બાઝે છે તે છે તથા બીજ સૂક્ષ્મ એ ડાંગર વિગેરેના બીજના મોઢા ઉપર જે કર્ણિકા બાઝે છે લોકમા તેને તુષમુખ કહે છે હરિત સૂક્ષ્મ તે નવી વનસ્પતિ ઉગી હોય ત્યારે જમીન જેવો તેનો રંગ હોય, અને અંડ સૂક્ષ્મ તે માખી કીડી ગરોળી બ્રાહ્મણી કુકલાસ ( ) વિગેરેના ઇંડા નાના હોય તે પ્રાણુ છે તેની વિધિ બતાવે છે.

एवमेआणि जाणिज्जा, सव्वभावेण संजए ।

अप्पमत्तो जए निच्चं, सव्विंदिअसमाहिए॥१६॥

આ પ્રમાણે આઠે સૂક્ષ્મને સૂત્રવડે જાણીને સર્વભાવ એટલે યથા શક્તિ સાધુએ અપ્રમત્ત બનીને નિદ્રા આળસ વિગેરેને છોડીને મન વચન કાયાથી તેમના રક્ષણ માટે સર્વકાળ સમાધિમા રહેવુ એટલે પાચે ઇંદ્રિયોના વિષયમા રાગ દ્વેષોને ત્યાગીને જીવોની રક્ષા કરવી

धुवं च पडिलेहिज्जा, जोगसा पायकंबलं ।

सिज्जमुच्चारभूमिं च, संथारं अदुवाऽऽसणं ॥१७॥

રોજ સિદ્ધાંતની વિધિએ શક્તિ હોય ત્યા સુધી ન ઓછુ ન વધારે પોતાના ઉપકરણ પાતરા કામળ વિગેરે તથા શય્યા સંથારો સ્થંડિલ ( ઝાડા પીશાબની જગ્યા ) વિગેરે

તથા આસનને બરાબર દેખે અને વાપરે, સૂત્રમા પાતરા લેવાથી બીજાં પણ વાસણ સમજવા, જેમકે લાકડાનુ કે તુબાનુ, પાણીનુ વાસણ હોય, તથા કામળ લેવાથી ઉન તથા સૂત્રના બીજા કપડા જે ઉપયોગી હોય તેની પણ રોજ બરાબર પ્રતિ લેખના ( ધારીને જોવુ ) કરે

उच्चारं पासवणं, खेल सिंघाणजल्लिअं ।

फासुअं पडिलेहित्ता, परिट्ठाविज्ज संजए ॥१८॥

ઝાડો, પીશાબ બલખો લીટને પ્રથમ અચિત જગ્યા આખથી જોઇને જમીન ઉપર સાધુએ નાખવુ

पविसित्तु परागारं, पाणट्ठा भोअणस्स वा ।

जयं चिट्ठे मिअ भासे, न य रूवेसु मणं करे॥१९॥

ઉપાશ્રયની વિધિ બતાવીને હવે ગોચરી જતા ગૃહસ્થના ઘરની વિધિ બતાવે છે બીજાને ઘેર ગોચરી પાણી લેવા જાય અથવા માદા વિગેરે માટે દવા લેવા જાય ત્યા યત્નાથી ઉભો રહે એટલે ગ્રહસ્થના ઘરમા ગ્રડખા વિગેરેમા ન દેખે, પણ યોગ્ય જગ્યાએ ઉભો રહે, અને જેકારણે આવ્યો હોય તેજ વાતને ખુલાસાથી ટુકમા કહે પણ દાન આપનાર સ્ત્રીની કાંતિ કે રૂપ ઉપર નજર ન નાખે, એ પ્રમાણે બીજા કશા ઉપર પણ મન ન રાખે (રૂપ લેવાથી રસ વિગેર ઉપર પણ સાધુએ મન ન લગાડવુ )

वहुं सुणेहि कन्नेहिं, वहु अच्छीहिं पिच्छइ।
न य दिट्ठ सुअं सव्वं, भिक्खू अक्खाउमरिहइ।२०।

ગોચરીમા ગએલાને કોઇએ પૂછ્યુ કે શુ જોયુ ? અથવા ઉપદેશના અધિકારનુ સામાન્ય પણે કહે છે, કે સારૂ અને નઠારૂ કાનવડે ઘણું સાભળ્યુ અર્થાત્ નિંદા સ્તુતિના કે મધુર ગાયનના કે કઠોર અવાજના ઘણા શબ્દો કાનમા પડી ચુક્યા તે પ્રમાણે અનેક પ્રકારના જોવા યોગ્ય ન જોવા યોગ્ય સારા માઠા રૂપો આખે જોવાઇ ગયા હોય તો પણ આ પ્રમાણે ન કહે, કે તારી સ્રીને મે રોતી જોઇ કે ગાળ દેતી, કારણકે, આવુ કહેવુ સાધુને ઉચિત નથી અર્થાત્ સ્વ અને પર એ બંનેને આલોક પરલોકમા હિતકારી હોય તેટલુ જ કહેવુ પણ બધુએ સાભળેલુ કે જોએલુ સાધુએ ન કહેવુ, જો અહીતનુ કહેકે, તારી સ્રીને ખરાબ વર્તણુકવાળી મે જોઇ છે તો તેના ઘરમા કલેશ થતા સાધુને ચારિત્રમા દોષ લાગે, પણ બંનેને હિતકારક હોય તેવુ કહે, જેમકે તમારા શિષ્યને મે શાન્તને શાંતિ પમાડતાં જોયો

सुअं वा जइ वा दिट्ठ, न लविज्जोवघाइअं।
न य केणइ उवाएण, गिहिजोग समायरे ॥२१॥

ફરીથી ખુલાસો કરે છે બીજાથી સાભળ્યુ હોય કે પોતે

જેવુ હોય તો પણ બીજા જીવને દુખદેનારૂ વચન સાધુ ન બોલે જેમકે તુ ચોરછે અથવા કોઇ પણ ઉપાયે સૂક્ષ્મ ભાગાએ ગ્રહસ્થનો સબધ ન કરે, એટલે તેના છોકરાને રમાડવુ અથવા તેના વેપાર સબધી પોતે કાઈ પણ આચરે નહી

निट्ठाण रसनिज्जूढ, भद्दगं पावगंति वा ।
पुट्ठो वावि अपुट्ठो वा, लाभालाभं न निद्दिसे।२२।

ગ્રહસ્થના ઘરમા બધા રસથી યુક્ત રસોઇ હોય અથવા ફીકુ બગડી ગએલુ નિરસ ભોજન હોય, તો તે બને જોઇને આ ઠીક છે આ નઠારૂ છે, એવુ પોતે બીજાને પુછના પણ કહે નહી, તેમ પોતાને મળેલુ હોય તે કોઇ પૂછે કે ન પૂછે તો પણ મળ્યુ ન મળ્યુ તેવુ કઇપિણ ન બોલે

न य भोअणमि गिद्धो, चरे उछ अयपिरो ।
अफासुअं न भुंजिज्जा, कीअमुद्देसिआहड ॥२३॥

સારા ભોજનમા રક્ત બનીને શેઠીઆના ઘર ન શોધે પણ આગળથી બતાવ્યા વિના અજાણ્યા ઘરોમા ધર્મ લાભ મોઢેથી બોલતો પ્રવેશ કરે ત્યા સચિત્ત કે મિશ્ર ભોજન ન લે તેમજ વેચાતુ લાવેલુ કે સાધુ માટે બનાવેલુ કે સાધુ માટેજ દૂરથી આણેલુ તેવુ દોષિત ભોજન ન લે (પૂર્વે વિશોધિ અવિશોધિ કોટી બતાવી ગયા છે તે જોવી)

सन्निहि च न कुव्विज्जा, अणुमायंपि संजए ।
मुहाजीवी असंबद्धे, हविज्ज जगनिस्सिए ॥२४॥

સાધુએ પોતાની પાસે જરાપણુ ખાવા પીવાની વસ્તુને સગ્રહ ન કરવો, (રાત્રીમા જરાપણુ ન રાખવુ. દીવસે મૂર્છાથી વધારે લાવી સઘરવુ નહી) તથા મુધાજીવી એટલે ગ્રહસ્થની સાથે કોઈ પણુ જાતને પરીચય કે તેને સસારી લાભ બતાવ્યા સિવાય નિર્દોષ ભોજન ઉપર સતોષ સાધુએ રાખવો, તથા કમળના પાન ઉપર પાણી નિર્લેપ રહે, તેમ પોતે નિર્લેપ રહી જગતના બધા જીવો હાલતાકે સ્થિર હોય તેમનુ રક્ષણુ કરતો વિચરે

लूहवित्ती सुसंतुट्ठे, अप्पिच्छे सुहरे सिआ ।
आसुरत्त न गच्छिज्जा, सुच्चा णं जिणसासण॥२५॥

વાલ ચણા વિગેરે બાફેલા હોય જેમા ઘી તેલ વિશેષ ન હોય તેવા લુખ્ખા ભોજન ઉપર સદા સતોષિ રહે તથા ઈચ્છાનો નિરોધ કરે એટલે ઉનોદરી (મીતાહાર) કરે અને દુકાળ વિગેરેમા થોડુ મળે તો પણુ સતોષિ રહે તથા સાદુ નિરસ ઓઢુ. લુખ્ખુ મળવા છતા ગુરૂ પાસેથી જીનેશ્વરનુ વચન જે ક્રોધના માઠા ફળ બતાવનારૂ છે તેને સાભળીને બીજા ઉપર ક્રોધ પણુ ન કરે (મનમા પણુ રીસ ન રાખે) વીતરાગનુ વચન આ પ્રમાણે છે.

જેવુ હોય તો પણ બીજા જીવને દુ ખદેનારૂ વચન સાધુ ન બોલે જેમકે તુ ચોરછે. અથવા કોઇ પણ ઉપાયે સૂક્ષ્મ ભાગાએ ગ્રહસ્થનો સબધ ન કરે, એટલે તેના છોકરાને રમાડવુ અથવા તેના વેપાર સબધી પોતે કાંઈ પણ આચરે નહી

निद्ठाण रसानिज्जूढं, भद्दगं पावगंति वा ।
पुट्ठो वावि अपुट्ठो वा, लाभालाभं न निद्दिसे।२२।

ગ્રહસ્થના ઘરમા બધા રસથી યુકત રસોઇ હોય અથવા ફીકુ બગડી ગએલુ નિરસ ભોજન હોય, તો તે બને જોઈને આ ઠીક છે આ નઠારૂ છે, એવુ પોતે બીજાને પુછતા પણ કહે નહી, તેમ પોતાને મળેલુ હોય તે કોઇ પૂછે કે ન પૂછે તો પણ મળ્યુ ન મળ્યુ તેવુ કઈપણ ન બોલે

न य भोअणंमि गिद्धो, चरे उछ अयपिरो ।
अफासुअ न भुजिज्जा, कीअमुद्देसिआहडं ॥२३॥

સારા ભોજનમા રકત બનીને શેઠીઆના ઘર ન શોધે પણ આગળી બતાવ્યા વિના અજાણ્યા ઘરોમા ધર્મ લાભ મોઢથી બોલતો પ્રવેશ કરે ત્યા અચિત્ત કે મિશ્ર ભોજન ન લે તેમજ વેચાતુ લાવેલુ કે સાધુ માટે બનાવેલુ કે સાધુ માટેજ દૂરથી આણેલુ તેવુ દોષિત ભોજન ન લે (પૂર્વે વિશોધિ અવિશોધિ કોટી બતાવી ગયા છે તે જેવી)

सन्निहि च न कुव्विज्जा, अणुमायंपि सजए ।
मुहाजीवी असंबद्धे, हविज्ज जगनिस्सिए ॥२४॥

સાધુએ પોતાની પાસે જરાપણ ખાવા પીવાની વસ્તુનો સગ્રહ ન કરવો, (રાત્રીમા જરાપણ ન રાખવુ. દીવસે મૂર્છાથી વધારે લાવી સઘરવુ નહી) તથા મુધાજીવી એટલે ગ્રહસ્થની સાથે કોઈ પણ જાતનો પરીચય કે તેને સસારી લાભ બતાવ્યા સિવાય નિર્દોષ ભોજન ઉપર સતોષ સાધુએ રાખવો, તથા કમળના પાન ઉપર પાણી નિર્લેપ રહે, તેમ પોતે નિર્લેપ રહી જગતના બધા જીવો હાલતાકે સ્થિર હોય તેમનુ રક્ષણ કરતો વિચરે

लूहवित्ती सुसंतुट्ठे, अप्पिच्छे सुहरे सिआ।
आसुरत्त न गच्छिज्जा, सुच्चा ण जिणसासणा॥२५॥

વાલ ચણા વિગેરે બાફેલા હોય જેમા ઘી તેલ વિશેષ ન હોય તેવા લુખ્ખા ભોજન ઉપર સદા સતોષિ રહે તથા ઈચ્છાનો નિરોધ કરે એટલે ઉનોદરી (મીતાહાર) કરે અને દુકાળ વિગેરેમા થોડુ મળે તો પણ સતોષિ રહે તથા સાદુ નિરસ ઓછુ લુખ્ખુ મળવા છતા ગુરૂ પાસેથી જીનેશ્વરનુ વચન જે ક્રોધના માઠા ફળ બતાવનારૂ છે તેને સાભળીને બીજા ઉપર ક્રોધ પણ ન કરે (મનમા પણ રીસ ન રાખે) વીતરાગનુ વચન આ પ્રમાણે છે.

जहा चउहि ठाणेहिं जीवा आसुरत्ताए कम्मं पकरेंति, तजहा—कोहसीलयाए पाहुडसीलयाए जहा ठाणे जाव ज णं मए एस पुरिसे अण्णाणी मिच्छादिट्ठी अक्कोसइ हणइ वा त ण मे एस किंचि अवरज्झइत्ति, किं तु मम एयाणि वेयणिज्जाणि कम्माणि अवरज्झतित्ति सम्ममहियासमाणस्स निज्जरा एव भविस्सइत्ति सूत्रार्थः॥२५॥

જીવો ચાર જગ્યાએ અસુરપણાનુ કર્મ બાંધે છે ક્રોધથી તથા પ્રાભૃત શીલ પણે જેવુ સ્થાનાગ સૂત્રમા બતાવ્યુ છે તે જોવું જયા સુધી કે આ પુરૂષ અજ્ઞાની મીથ્યા દૃષ્ટિ આક્રોશ કરે અથવા હણે ત્યા સાધુએ વિચારવુ આમારો જરા પણ અપરાધ કરતો નથી પણ ખરીરીતે, મે પુર્વે જે કર્મ કર્યા તેનો ખરેખરો દોષ છે એવુ પોતે મનમા ચિતવે તેને નિર્જરા થાય (તના અશુભ કર્મ દૂર થઇ જાય છે અહીંઆ સ્થાનાગ સૂત્રનો પુરો પાઠ નથી પણ એમ સૂચવ્યુ કે ક્રોધના અનેક કારણો હોય ત્યા પણ સાધુએ બીજાનો દોષ ન કાઢતા પોતાના પુર્વ કર્મનો દોષ કાઢીને સતોષથી દુખ સહન કરવુ)

कन्नसुक्खेहिं सद्देहिं, पेम्मं नाभिनिवेसए ।

दारुणं कक्कसं फासं, काएण अहिआसए ॥२६॥

કાનને આનંદ આપનારા વેણુ વિણુ અથવા પોતાની સ્તુતિમા પ્રેમ ન કરે તથા કઠોર એવા ખરાબ સ્પર્શને પણ સંતોષથી કાયાવડે સહન કરે આ સૂત્રમા કાનથી લઇને કાયા સુધી પાંચ ઇંદ્રિયોના રાગદ્વેષને દૂર કરવાનું બતાવ્યુ એટલે અનુકુળમા રાગ ન કરવો તેમ પ્રતિકુળમા દ્વેષ પણ ન કરવો

खुहं पिवासं दुस्सिज्जं, सीउण्हं अरइं भयं ।
अहिआसे अव्वहिओ, देहदुक्खं महाफलं ॥२७॥

ભૂખ તરસ ખરાબ પથારી ઠંડી ગરમી અરતિભય વિગેરેમા પોતે મોહુ શકડુ ન કરે પણ ખરાબ શય્યા, એટલે સૂવાની જમીન ઉંચી નીચી હોય, અને અરતિ તે મોહનીય કર્મની હોય, અથવા વાઘ વિગેરેથી ભય આવે, અથવા જ્યા દુખ થાય, ત્યા એમ ચિંતવવુ કે શરીરમા હાલ જેટલુ દુખ ભોગવશુ તેટલુ ભવિષ્યમા સારા લાભ માટે એટલે મોક્ષ આપનારૂ થશે શરીર અસાર છે અને મોક્ષ સાર છે એવુ, મનમા વારવાર ચિંતવે

अत्थंगयंमि आइच्चे पुरत्था अ अणुग्गए ।
आहारमइयं सव्वं, मणसावि ण पत्थए ॥२८॥

સૂર્ય આથમ્યા પછી રાત્રીમા અથવા સૂર્ય ઉગ્યા પહેલાં

પરોઢીએ આહાર રૂપ કોઇ પણ વસ્તુને સાધુ મનથી પણ, વાચ્છે નહી તો ખાવાનુ કે તે સબધી બોલવાનુ પણ હોયજ કયાથી ?

**अतिंतिणे अचवले, अप्पभासी मिआसणे ।**

**हविज्ज उअरे दंते, थोवं लद्दु न खिंसए ॥२९॥**

કદાચ દિવસે પણ આહાર ન મલ્યો હોય તો પણ સાધુ અતિન્તિણા ( ન બડબડનારો ) બને, તથા ન મળતા ચચળ પણ ન થાય, કિંતુ સ્થિર અને શાંત બને, જરૂર પડે થોડુ બોલે, આહાર મળતા હોજરી પાચન કરે, તેવુ થોડુ ભોજન લે, કદાચ ગૃહસ્થ થોડુ આપે, તો તેની નિંદા કે તિરસ્કાર ન કરે

**न वाहिरं परिभवे, अत्ताणं न समुक्कसे ।**

**सुअलाभे न मज्जिज्जा, जच्चा तवस्सिबुद्धिए ॥३०॥**

પોતે બીજાને ખીસીઆણો ન પાડે, પોતાની પ્રશસા ન કરે સિદ્ધાંત ભણવાથી અહકારી ન થાય, કે હુ પંડિત છુ, લબ્ધિ વાળોછુ, ( જે જોઇએ તે બીજાને નહી મળતાં મને મળે છે, ) અથવા હુ ઉચ્ચ જાતીનો છુ તથા તપશ્ચર્યા વાળો છુ તથા બુદ્ધિથી શ્રેષ્ટ છુ, એ પ્રમાણે કુળ બળ રૂપના સ-બધમા પણ અહકાર ન કરે, કે હુ કુળવાન છુ રૂપ વાળો છુ, બળવાન છુ

से जाणमजाणं वा, कट्टु आहम्मिअ पय।
सवरे खिप्पमप्पाणं, वीअं त न समायरे ॥३१॥

સાધુએ જાણતા અથવા અજાણતા રાગદ્વેષને વશ થઇને મૂળ ઉત્તર ગુણોમા દોષ લગાડયા હોય તો ગુરૂપાસે બોલી જાય, અને ફરીથી તેવુ પાપ ન થાય તેવી સભાળ રાખે, અને આત્માને કબજામા રાખે કે ફરીથી તેવો દોષ ન લાગે

अणायारं परक्कम्म, नेव गूहे न निण्हवे।
सुई सया वियडभावे, असंसत्ते जिइंदिए॥३२॥

અનાચાર સેવીને ( પાપ કરીને ) જરા પણ છુપાવવુ નહી, એટલે ગુરૂપાસે, જેવી હકીકત હોય તેની પુરેપુરી કહેવી, ( સૂત્રમા ગૃહન અને નિન્હવ શબ્દ છે, તેનો અર્થ એ છે કે થોડુ છુપાવે તે ગુહન અને બીલકુલ ઉડાવી દે તે નિન્હવ છે, ) પોતે નિરંતર પવિત્ર એટલે નિર્મળ બુદ્ધિ વાળો રહે, તથા ખુલ્લાભાવ વાળો તથા બીજાથી પરવશ થએલો ન બને તથા ઇદ્રિયોના પ્રમાદ દૂર કરીને રહે

अमोह वयण कुज्जा, आयरिअस्स महप्पणो।
तं परिगिज्झ वायाए, कम्मुणा उववायए ॥३३॥

આચાર્ય અથવા જ્ઞાન વિગેરે ગુણોથી બીજા મોટા સા-

उवसमेण हणे कोहं, माणं मद्दवया जिणे ।
मायं चज्जवभावेण, लोभं सतोसओ जिणे ॥३९॥

હવે તે દોષોને દૂર કેવી રીતે કરવા તે કહે છે શાંતિ રાખીને ક્રોધને જીતે ( ગમખાય ) અને માન છે, તેને કોમળતાથી નાશ કરે સરળભાવે કપટનો ત્યાગ કરે, અને સતોષ ( નિસ્પૃહતા ) થી, લોભનો જય કરે, એટલે ઉદયમા આવ્યા હોય તો દૂર કરી નાખે, અને બીજા થવા દે નહીં, (દાબીરાખે)

कोहो अ माणो अ अणिग्गहीआ, माया अ लोभो अ पवड्ढमाणा। चत्तारि एए कसिणा कसाया, सिचति मूलाइ पुणब्भवस्स ॥४०॥

હવે પરલોકના દુખ બતાવે છે ક્રોધને અને માનને જો કબજામા ન રાખ્યા હોય, અને કપટ તથા લોભને વધવા દીધ હોય, તો તે ચારે સપૂર્ણ પણે પોતાનો ભાવ દુષ્ટરૂપે બજવતા ફરીથી અશુભ ભાવ જળવડે સસાર બીજને સિચે છે, ( ફરીથી સસારમા ભ્રમણા કરાવે છે )

रायाणिएसु विणय पउंजे, धुवसीलयं सयय न हावइज्जा। कुम्मुव्व अल्लीणपलीणगुत्तो, परक्कमिज्जा तवसजमंमि ॥४१॥

એથી સાધુએ શુ કરવુ, તે બતાવે છે, પોતાનાથી પહેલા દિક્ષા લીધેલા અથવા જ્ઞાનથી અથવા ઉમ્મરથી જે મોટા હોય, તે રત્નાધિક કહેવાય છે, તેમનો વિનય કરવો એટલે તેમને આવતા જોઇ પોતે ઉભા થવુ, આસન આપવુ, અને યથા યોગ્ય વદન કરવુ, તથા અઢારહજાર જે, બ્રહ્મચર્ય વૃત્તના ભેદ છે તેને નિરતર છોડે નહી, અર્થાત્ પુરા પાળે, તથા કચબાની માફક પોતાની ઇંદ્રિયો અગ ઉપાગને વશમા રાખીને તપથી પ્રધાન એવા સયમમા વર્તે ( ઇદ્રિયોને કબજામા રાખીને સંયમ પાળે, અને મોટાનો વિનય રાખે )

निद्दं च न वहु मन्निज्जा, सप्पहासं विवज्जए ।
मिहो कहाहि न रमे, सज्झायंमि रओ सया॥४२॥

ઘણી નિદ્રા નકરે તથા ઘણુ હસવાનુ પણ છોડી દે સ્રી સબધી અથવા કામ વિકારની કથાઓ છોડીદે, પણ ભણવા ગણવામા રાત દિવસ રક્ત રહે

जोग च समणधम्ममि, जुजे अनलसो धुवं ।
जुत्तो अ समणधम्ममि, अट्ठ लहइ अणुत्तर।४३।

મન વચન કાયાના વેપારને નિરતર આળસ રહિત થઇને સાધુના દશ પ્રકારના યતિ ધર્મ તે ક્ષમા વિગેરેમા યોજે કારણ કે તેમા રહેલો સાધુ સર્વોત્તમ અર્થ જે સમ્યગ્ જ્ઞાન

વિગેરે છે, તેને મેળવે એટલે મનથી ભણવામા ઉત્સાહ રાખનારો, અને વચનથી ઉચિત કાળમા ભણનારો તથા કાયાથી કપડા વિગેરેની પ્રતિલેખના કરનારો જ્ઞાન દર્શન વિગેરેને મેળવે અને છેવટે મોક્ષપણ મેળવે

इहलोगपारत्तहिअं, जेण गच्छइ सुग्गइं ।
बहुस्सुअं पज्जुवासिज्जा, पुच्छिज्जत्थविणिच्छय४४।

જેમા આ લોક અને પરલોકનુ હિત છે, અને જેના વડે સુગતિ પ્રાપ્ત થાય છે એટલે આ લોકમા અપમાન ન થાય, અને ત્રણ કર્તવ્યથી સ્વર્ગ અને મોક્ષ મળે તે બને હિત જેનાથી થાય છે, તે જ્ઞાન આપનાર એવા બહુ શ્રુત (ગીતાર્થ સાધુ) ને સેવે, એટલે તેમની સેવામા રહીને સૂત્રના નવા નવા વિષયોને જાણે અને પોતાનુ હિત કેમ થાય તેનો નિશ્ચય કરે.

हत्थं पाय च कायं च, पणिहाय जिइंदिए ।
अल्लीणगुत्तो निसिए, सगासे गुरुणो मुणी ॥४५॥

હાથ પગ અને કાયા તેને કબજામા રાખીને ઇદ્રિયોને જીતીને એકાગ્ર થઈને આસન સ્થિર કરીને ગુરૂપાસે મુનિબેસે (એટલે ભણવામા કે ગુરૂના કાર્યમા, સ્થિર ચિત્ત કરે)

न पक्खओ न पुरओ, नेव किच्चाण पिट्ठओ ।
न य ऊरु समासिज्जा, चिट्ठिज्जा गुरुणंतिए॥४६॥

ગુરૂના પડખામા અથવા મોઢાની સામે અથવા ગુરૂની પાછળ બેસવુ નહી, તેમ ગુરૂના ઢીંચણને અડકીને ન બેસે, પણ એવી રીતે બેસેકે, ગુરૂની દૃષ્ટિ સામે રહે, અને બીજાને વદન કરતા વિઘ્ન ન થાય તેમ જરા બાજુ ઉપર બેસે, (જોડે બેસવાથી પોતાના શરીરથી ગુરૂનુ અપમાન ( આશાતના ) થાય, અને પડખામા અથવા પાછળ બેસવાથી દૃષ્ટિ ન પડે, સામે બેસેતો બીજાને વદન કરતા પણ અડચણ થાય માટે વિચારીને જ બેસે

अपुच्छिओ न भासिज्जा, भासमाणस्स अतरा ।
पिट्ठिमंसं न खाइज्जा, मायामोसं विवज्जए॥४७॥

ગુરૂને પુછ્યા વિના તથા કારણ વિના બોલવુ નહી, તથા ગુરૂજી બોલતા હોય, તે વખતે વચમા બોલે નહી, તેમ પછવાડેથી નિંદા પણ ન કરે તેમ કપટ યુક્ત જુઠને છોડીદે

अप्पत्तिअं जेण सिआ, आसु कुप्पिज्ज वा परो।
सव्वसो तं न भासिज्जा, भासं अहिअगामिणिं॥४८॥

જે બોલવાથી બીજાને અપ્રીતિ થાય, અથવા એકદમ બીજાને ક્રોધ થાય એવુ વચન ાને લોકમા અહિત કરનારૂ જાણીને સાધુએ સર્વ અવસ્થામા ન બોલવુ

दिट्ठं मिअं असंदिद्धं, पडिपुन्नं विअं जिअं ।

गिहिसंथवं न कुज्जा, कुज्जा साहूहिं संथवं ॥५३॥'

ત્યાં રહેતા ધર્મ કથાની વિધિ કહે છે, બીજા સાધુ હોયે નહી, અથવા બીજા ગ્રહસ્થ ન હોય, તેવા સમયે સ્રી સાથે ધર્મની કથા પણ ન કરવી, તેમ પુરૂષો સાથે પણ વિચારીને ઉચિત કથા કરવી, એટલે ગ્રહસ્થનો વધારે પરીચય સ્નેહ વધતા સાધુની ધર્મ બુદ્ધિ ઓછી થાય અને ગુરૂભક્તિને બદલે ગ્રહસ્થનાજેવી, મિત્રતા થાય માટે સાધુએ ગુણિ સાધુઓનો પરીચય રાખવો એટલે ગુણોની વૃદ્ધિથી કલ્યાણ થાય

जहा कुक्कुडपोअस्स, निच्चं कुललओ भयं ।
एवं खु वंभयारिस्सं, इत्थीविग्गहओ भयं ॥५४॥'

જરૂર પડે ગૃહસ્થનો પરીચય કરવો પડે તો પણ સ્રીનો તો ન જ કરવો તે કહે છે જેમ મરઘીના બચ્ચાને બિલાડીનો હમેશા ભય રહે છે, તેમ સ્રોના શરીરથી સાધુને બ્રહ્મચર્ય ભગનો ભય રહે છે મૂળ સૂત્રમા વિગ્રહ શબ્દ છે, તેનો અર્થ એ છે કે, સ્રી જીવતી ન હોય પણ ફક્ત વિગ્રહ એટલે એકલુ શરીર મડદા રૂપે પડેલુ હોય, તો પણ સાધુને વિકાર કરાવે છે ( તો જીવતી સ્રીઓનુ તો કહેવુ જ શું?)

चित्तभित्ति न निज्झाए, नारिं वा सुअलंकिअं ।
भक्खरंपिव दट्ठूण, दिट्ठिं पडिसमाहरे ॥५५॥

એટલા માટે બીતેમાં કે કાગળમા ચીતરેલી સચેતન અથવા અચેતન શણગાર કરેલી અથવા ન શણગાર કરેલી સ્ત્રીને પોતે જુએ નહી અને કદાચ જોવાય તો પણ ઝળકતાં સૂર્યની માફક તેને માની તેની ઉપરથી દૃષ્ટિ પાછી ખેંચી લેવી

हत्थपायपलिच्छिन्न, कण्णनासविगप्पिअं ।
अवि वाससयं नारिं, बभयारी विवज्जए ॥५६॥

હાથ પગની કપાએલી અથવા કાન નાક જેના કદરૂપાં હોય અથવા સો વરસની ઘરડી ડોસી હોય, તો પણ બ્રહ્મચારી એટલે સાધુનું ચારિત્રરૂપી ધન સ્રીરૂપી ચોરાથી ન લુટાય, માટે તે તરફ દૃષ્ટિ ન કરવી, આ ઉપરથી એમ સમજવુ કે જ્યારે એવી કદરૂપી બુઢ્ઢી સ્રીથી સાધુને ભય છે, (તો રૂપવાળી અને જુવાન સ્રીથી તો પુછવુજ શુ ?) માટે સ્રીને વર્જવી

विभूसा इत्थिसंसग्गो, पणीअ रसभोअण ।
नरस्सऽत्तगवेसिस्स, विसं तालउड जहा ॥५७॥

વળી (સાધુએ આટલુ ન કરવુ, તે કહે છે) ગૃહસ્થની માફક વસ્રની શોભા તથા સ્રીનો પરીચય તથા ઘી તેલ માલ મશાલાનુ ભોજન આ જો સાધુ ત્યાગે નહિ, તો તેને પરલોકનુ હિત ચિંતવના અમૃત સમાન સાધુ પણુ મૂકીને, હળાહળ ઝેર સમાન સસાર ભ્રમણ મળે છે

अंगपच्चंगसंठाणं, चारुल्लविअपेहिअं ।
इत्थीण त न निज्झाए, कामरागविवड्ढणं ॥५८॥

સ્રીના અ ગ તે મ થુ વિગેરે છે, અને પ્રત્યગ તે આખ વિગેરે તથા શરીરનો આકાર ( હાલ ચાલ ચેષ્ટા ) તથા મધુર બોલવુ, તથા નિહાળીને જેવુ, એ સ્રીઓનુ જે કઇ છે, તે કામરાજને વધારનારૂ જાણીને તે તરફ સાધુ લક્ષ ન રાખે ( આ પુર્વે દેખવાનુ નિષેધ કર્યા છતા ફરી કહેવાનુ કારણ હાવ ભાવ પ્રધાન છે તેથી જુદુ લીધુ છે

विसएसु मणुन्नेसु, पेम नाभिनिवेसए ।
अणिच्चं तेसिं विन्नाय, परिणामं पुग्गलाणउ॥५९॥

પાચ ઇદ્રિયના મનોહર સુખદાઇ શબ્દ વિગેરે વિષયોમા સાધુએ પ્રેમ ન કરવો, તેમજ વિપરીતમા દ્વેષ ન કરવો--શકા ( કાનનુ સુખ વિગેરે ન ઇચ્છવુ એવુ પુર્વે કહેલુ છતા અહી ફરીથી શામાટે કહ્યુ ?--ઉત્તર--બીજા કારણ કહેવાથી વિશેષ લાભ થાય તે માટે કહેલુ છે, સાધુ જીન વચન પ્રમાણે વિ ચારેકે તે વિષયોનુ સુદર પણુ કે વિરૂપના અનિત્ય છે, ક્ષણુ માત્ર છે, જેવા પુરતીજ છે, વિગેરે પુદગળોના પરિણામને વિચારે તે કહે છે

पोग्गलाण परीणामं, तेसिं नच्चा जहा तहा ।

विणीअतण्हो विहरे, सीईभूएण अप्पणा ॥६०॥

વારવાર મનોજ્ઞ અને અ મનોજ્ઞ એવા બને પ્રકારના પદાર્થોના સ્વરૂપને વિચારે કે આનુ પરિણામ શુ આવશે. લાભ કેટલો છે અને હાની કેટલી છે, તે વિચારીને તૃષ્ણા છોડીને ક્રોધ વિગેરેને દૂર કરી મધ્યસ્થ પરિણામે વિચરે (આ સબધમા ટુકી કથા કહી છે ) ( એક રાજાની દેવાગના જેવી રાણી હતી. તેનુ રૂપ અથાગ હતુ તેને જેવા માટે સૂર્ય પણ સમર્થ ન હોતો એવી રીતે રાખવાથી તેને જેવા અનેક પુરૂષો ઈચ્છતા હતા, કોઇ પર્વ નિમિતે અમુક વખતે બગીચામા કોઇએ જવુ નહી, એવો રાજાએ ઢ ઢેરો પીટાવ્યો, પણ ધનાઢય રસિક યુવાનો પરોઢીએ જઇને રાણીનુ રૂપ જેવાને માટે બાગમા ઝાડો ઉપર સતાયા, પણ રાણી કોઈ પણ કાર-ણથી ત્યા આવી નહી, પણ રાજાએ પરીક્ષા લેવા માટે પહેરો મૂકયો હતો, કે મારી આજ્ઞા લોકો પાળે છે કે નહી ? પછી અદર રહેલા યુવકો ભૂખથી કટાળી ધીરે ધીરે બહાર આવવા લાગ્યા, રાજાએ પણ પોતાનો હાબ બેસાડવા માટે બાગની અદરના ભરાઇ રહેલા યુવકોનો એકે એકનો શીરચ્છેદ કરાવ્યો આ પ્રમાણે રૂપ જેવાના રસીયા બૂરે હાલે મુવા, તે પ્રમાણે દરેકમા સમજવુ કે ઇદ્રિયોના વિષય સુખ નહી પણ દુ ખજ આપનારા છે, તેથી સાધુએ પોતે મોક્ષમાજ રકત રહેવુ

**जाइ सद्धाइ निक्खंतो, परिआयट्ठाणमुत्तमं ।**
**तमेव अणुपालिज्जा, गुणे आयरिअसंमए ॥६१॥**

જે ઉત્તમ ગુણો સ્વીકારવા રૂપ શ્રદ્ધાવડે અવિરતિ (સંસાર) રૂપ કાદવથી નીકળ્યો છે, અને દિક્ષારૂપ ઉત્તમ સ્થાનને પામ્યો છે, તે ચારિત્રને પુર્વની ચડતી શ્રદ્ધા માફકજ યતનાથી પાળે, અને આચાર્ય તથા તીર્થંકર વિગેરેએ જે, મહાવ્રતરૂપ ગુણોનું બહુમાન કરેલુ છે, તે ગુણો મેળવવા પ્રયત્ન કરે, બીજુ આચાર્ય શ્રદ્ધાનું વિશેષણજ ગુણો કરે છે, ( એટલે મહાવ્રતોને બદલે શ્રદ્ધાનું વિશેષણ લીધુ, જેની શ્રદ્ધા પાકી હેય, તેજ મહાવ્રતો બરાબર રીતે પાળી શકે છે ) પણ એ શ્રદ્ધા આચાર્યને સમ્મત એટલે આચાર્ય જે પ્રમાણે કહે તે પ્રમાણે શિષ્યે વર્ત્તવુ, પણ પોતાની ઇચ્છાકે કદાગ્રહથી કલ્પીત ન થવુ

**तवं चिमं संजमजोगयं च, सज्झायजोगं च सया अहिट्ठए । सुरे व सेणाइ समत्तमाउहे, अलमप्पणो होइ अलं परेसिं ॥६२॥**

આચાર પ્રણિધિનુ ફળ કહે છે તપ તે બાર પ્રકારનુ અણસણ વિગેરે છે, તે સાધુઓને જાણીતુ છે, અને પૃથ્વી વિગેરે જીવોનુ રક્ષણ છે સયમ યોગ છે, અને ( તત્ત્વમા

રમણુતા રહે માટે ) સ્વાધ્યાય યોગમા એટલે ભણુવામા હમેશાં રકત રહે, અહીંયાં તપમા ભણુવાનુ આવી ગયુ છતા જુદું બતાવવાનું કારણુ જ્ઞાન મેળવવુ તે આચારનું મુખ્ય સાધન છે વળી બહાદુર યોધ્ધા શત્રુની ચાર પ્રકારની સેના સાથે લડતા ઘેરાએલો પોતાના શસ્ત્રોથી અને બળથી જયમેળવે છે, અને શત્રૂઓને મારી પાછા હઠાવે છે, (તે પ્રમાણે સાધુઓ સંપુર્ણ તપ વિગેરે શસ્ત્રોથી સજ્જિત થઈ ઇંદ્રિય અને કષાયોથી ઘેરાયાં છતા તેમને કબજે લઈ પોતાના શુદ્ધાચારમા રહે, જેથી પોતાનુ તથા પોતાના આશ્રિતોનુ રક્ષણ કરી શકે )

सज्झायसज्झाणरयस्स ताइणो,अपावभावस्स तवे रयस्स । विसुज्झई जंसि मलं पुरेकडं, समीरिअं रुप्पमलं व जोइणा ॥६३॥

ફરીથી તેજ કહે છે—સ્વાધ્યાય તેજ સારૂ ધ્યાન તેમા રકત સ્વ અને પરનુ રક્ષણુ કરનારો તથા લબ્ધિ વિગેરેની અપેક્ષા રહીત શુદ્ધ ચિત્તવાળો તપમા પણુ યથા શકિત રકત હોય, તે સાધુને પુર્વ ભવોમા કરેલા પાપરૂપ મેલ દૂર થઈ જાય છે જેમકે ચાદીને અગ્નિમા તપાવવાથી કાટ બળીજાય અને ચળકતી થાય તે પ્રમાણે સાધુને પણુ પોતાના કર્મ નષ્ટ થતા જ્ઞાન વિગેરે આત્માના નિર્મળ ગુણો પ્રગટ થાય છે,

से तारिसे दुक्खसहे जिइंदिए, सुएण जुत्ते अममे अकिंचणे । विरायई कम्मघणमि अवगए, कसिणब्भपुडावगमे व चंदिमि ॥६४॥

त्तिबेमि॥आयारपणिही णाम अज्झयणं समत्तं॥८॥

પુર્વે કહેલા પ્રમાણે ગુણોમા રક્ત સાધુ દુખથી જીતવા યોગ્ય એવી જે ઇંદ્રિયો છે, તેને જીતનારો અને શ્રુતજ્ઞાનથી યુક્ત પોતે મમતા છોડીને કોઈપણ જાતનો પરીગ્રહ રાખ્યા વિના જેમ વાદળા દૂર થવાથી નિર્મળ આકાશમા ચદ્રમા શોભે, તેમ સાધુના જ્ઞાન આવરણીય વિગેરે ઘાતી કર્મરૂપ વાદળા દૂર થતા મેળવેલા કેવળ જ્ઞાન રૂપ નિર્મળ પ્રકાશવડે દીપે છે, સુત્ર અનુગમ કહ્યો, નયો પુર્વ માફક જાણવા, આ ઠમુ અધ્યયન સમાપ્ત

---

વિનય સમાધિ નામનુ નવમુ અધ્યયન કહે છે

ગયા અધ્યયનમા કહ્યુ કે આચારમા, ચિત્ત સ્થિર કરનારનું વચન નિરવદ્ય હોય છે તેથી તેમા યત્ન કરવો, એવુ કહેલુ અને આ અધ્યયનમા યથા ઉચિત વિનય વાળો, હોય તેનેજ આ ચારમા ચિત્ત સ્થિર હોય છે ( અર્થાત્ આચારમા રહેલાનું વચન નિર્મળ હોય અને જે સાધુ ઉચિત વિનય કરનારો હોય તેનુ આચારમા ચિત્ત સ્થિર હોય, ) કહ્યુ છે કે

आयारपणिहाणंमि, से सम्म वट्टई वुहे ।
णाणादीण विणीए जे,मोक्खट्ठा निव्विगिच्छिए।१।

આચારમા તેજ સ્થિર ચિત્ત વાળો પડિત સાધુ સારી રીતે ચાલે છે, કે જે જ્ઞાન વિગેરેમા વિનીત ( વિનયવાળો છે, અને મોક્ષના માટે શકા રાખ્યા વિના ઉદ્યમ કરે છે આ બનેના સબધ વડે આ અધ્યયન આવેલુ છે, તેના ચાર અનુ યોગદ્વારનો પુર્વે માફક ઉપન્યાસ કરવો, જ્યા સુધી નામ નિષ્પન્ન નિક્ષેપો આવે, તેમા વિનય સમાધિ એવુ બે પદવાળુ નામ છે, તેના નિક્ષેપા કહે છે

विणयस्स समाहीए निक्खेवो होइ दोण्हवि चउक्को।
दव्वविणयंमि तिणिसो सुवण्णमिच्चेवमाईणि।३०९।

વિનય એ પ્રસિદ્ધ તત્વ છે તથા સમાધિ એ બનેના નામ વિગેરે ચાર ભેદે નિક્ષેપ છે, નામસ્થાપના સુગમને છોડીને દ્રવ્ય વિનય કહે છે 'જ્ઞ' શરીર ભવ્યશરીર એ બનેથી જુદા તિનિશ ( એક જાતનુ વળી જાય તેવુ લાકડુ ) છે અને તે રથ વિગેરેના ભાગોમા ( હાલ ખુરસીઓ વિગેરેમા ) વપરાય છે તેના વળવાના ઉત્તમ ગુણથી વપરાય છે, તેજ પ્રમાણે સોનુ વિગેરે જે નરમ ધાતુ છે, જે વાળ્યુ વળે છે, તે કડા કુડળ વિગેરેમા વપરાય છે, તે વળવાને દ્રવ્ય વિનય કહે છે, તે

પ્રમાણે તેવા તેવા રૂપવાળા બીજા પણ લેવા અર્થાત્ બીજી વળનારી વસ્તુઓ પણ લેવી હવે ભાવ વિનય કહે છે

**लोगोवयारविणओ अत्थनिमित्तं च कामहेउ च।**
**भयविणए मुक्खविणओ विणओ खलु पंचहा होइ ॥२१०॥**

લોકમા જે વિનય કરાય છે, તે વિનય આબરૂ મેળવવાને માટે છે, તથા પૈસા પેદા કરવા તથા સંસાર સબંધ કરવા તથા ભયને માટે વિનય કરે છે, તથા મોક્ષ માટે ગુરૂ વિગેરેનો એમ ઉપચારથી પાચ પ્રકારનો વિનય છે, તે હવે ખુલાશાથી બતાવે છે

**अब्भुट्ठाण अंजलि आसणदाणं अतिहिपूआ य।**
**लोगोवयारविणओ देवयपूआ य विहवेण ॥२११॥**

ઘેર આવેલાની સામે ઉભા થવુ, હાથ જોડી વિનતિ કરવી, બેસવાને આસન આપવુ, આ વિનય પ્રાય ઘેર આવેલાને કરાય છે, તથા જે અતિથી છે, તેને ભોજન જમાડવુ, વિગેરે પણ વિનયમા છે, તથા દેવતાની પૂજા પોતાની શક્તિ પ્રમાણે બળિ વીગેરે આપીને કરવી, તે પણ આજ વિનયમા છે, ( મોક્ષનુ સ્વરૂપ જાણ્યા વિના તથા તત્વની પીછાણ થયા

વિના દેખાદેખી જે વીતરાગ દેવ સિવાયની દેવ પુજા થાય તે આમાં ગણેલી છે

अब्भासवित्तिछंदाणुवत्तण देसकालदाणं च ।
अब्भुट्ठाणं अंजलिआसणदाण च अत्थकए॥३१२॥

અર્થ વિનય કહે છે—રાજા વિગેરેની પાસે રહેવુ, અને તેમની ઈચ્છાને તાબેથવુ, તથા લશ્કર વિગેરેમા મોટા રાજાને દેશકાળને યોગ્ય મદદ કરવી તથા તેમનુ બહુ માન કરવા ઉભા થવુ, વિગેરે પુર્વે કહ્યા મુજબ કરવુ, તે છે (જેના પાસેથી પૈસા મળે તેવા પુરૂષની આગતા સ્વાગતા કરવી, તેનો મુખ્ય હેતુ પૈસાનો હોવાથી તેને અર્થ વિનય કહેલ છે)

एवम् कामविणओ भए अ नेअव्वमणुपुव्वीए ।
मोक्खंमि ऽवि पंचविहो परुवणा तस्सिमा होइ ३१३।

હવે કામ વિનય કહે છે—વેશ્યા વિગેરે દુરાચારિણી સ્રીઓનુ સુદર રૂપ જોઇને તેનુ મન રાજી રાખવાને માટે જે વિનય કરાય તેનુ નામ કામ વિનય છે, તેજ પ્રમાણે નોકરો કે ગુલામો માલિકની ખુશામત કરે ! તે ભય વિનય છે તે પ્રમાણે મોક્ષ સબંધી પણ પાચ પ્રકારનો વિનય છે, તે હવે બતાવે છે

दंसणनाणचरित्ते तवे अ तह ओवयारिए चेव ।

तं कसिणगुणोवेअं होइ सुवण्णं न सेसय जुत्ती ।
नहि नामरूवमेत्तेण एवमगुणो हवइ भिक्खू ।३५२।

પૂર્વે કહેલા બધા ગુણવાળુ સોનુ છે પણ કસોટી વિગે રેમા જે ગુણો ન દેખાડે તે અશુદ્ધ હોય, તેથી સોનુ ન કહેવાય એટલે એકલા પીલા રગથી કે ચળકાટથી સોનુ ન કહેવાય, જેમ તે સોનુ ન કહેવાય, તેમ રજોહરણ વિગેરે રાખવાથી નામ માત્ર રૂપ રાખવાથી સાધુ ન કહેવાય, તે ભીખ માગીને ખાય તોપણ તે ભાવ ભિક્ષુ નહી થાય

उद्दिट्ठकयं भुजइ छक्कायपमद्दओ घर कुणइ ।
पच्चक्खं च जलगए जो पियइ कह नु सो भिक्खु ?।३५३।

જે સાધુ પોતાના માટે કરેલો ઔદ્દેશીક આહાર ખાય તેથી તે છ કાયનો હિંસક છે, એટલે કોઇ જગ્યાએ ઘર બાધતા પૃથ્વીકાય વિગેરેનો આરભ થાય, તથા ઈત્યોકુ ભોજન જમતા રહેવાના સ્થાન ઉપર મૂર્છા કરે અથવા ભાડાનુ ઘર લે, તથા નજરે દેખાતા પ્રાણી જીવોને દુખ આપે, (કાચુ પાણી પણ પીએ) અથવા વિના કારણે એકને એક જગ્યાએ મઠ બાધીને પડી રહે, તેથી સસારની મૂર્છા થાય, તેને સાધુ કેમ કહેવાય ? (અર્થાત્ તે ભાવ ભિક્ષુ નથી) આમ ઉપનય કહીને હવે નિગમન કહે છે

अनिलेण न वीए न वीयावए, हरियाणि न छिंदे न छिंदावए । बीआणि सया विवज्जयंतो, सचित्तं नाहारए जे स भिक्खू ॥३॥

વાયુ જેનાથી લેવાય એવા વસ્ત્રના છેડાથી પખા વીગેરેથી હવા ન ખાય, તેમ બીજા પાસે પખો ન નખાવે, ન અનુમોદે તથા વનસ્પતિ શષ્પ (લીલુ ઘાસ) વિગેરે ભાજીને ન છેદે, વિગેરે તથા કાચા વ્રીહી (એક જાતના ચોખા) વિગેરે બીજ જ્યા સુધી સચિત્ત હોય, ત્યા સુધી તેને વિના કારણે અડકે પણ નહી, અને સચિત્તનુ ભોજન પણ ન કરે, તે ભાવ ભિક્ષુ છે.

वहणं तसथावराण होइ, पुढवीतणकट्ठनिस्सिआणं । तम्हा उद्देसिअं न भुंजे, नोऽवि पए न पयावए जे स भिक्खू ॥४॥

ઔદ્દેશિક વિગેરે દોષિત આહાર ન લે તેના વડે ત્રસ સ્થાવરની રક્ષા બતાવે છે તે ભોજનમા બે ઇંદ્રિય વિગેરે ત્રસ જીવો તથા પૃથ્વી વિગેરે સ્થાવર જીવોનો આરંભ થાય છે માટે સાધુ સાવદ્ય આહાર વિગેરે ન લે, એટલુ જ નહી પણ ન રાધે, ન રધાવે, ન અનુમોદે તે ભાવ ભિક્ષુ છે

रोइअ नायपुत्तवयणे, अत्तसमे मन्निज्ज छप्पि काए।

पच य फासे महव्वयाइं, पचासवसंवरे जे स भिक्खू ॥५॥

વીતરાગે કહેલા વિધિ પ્રમાણે ચારિત્ર ભાવનાને પ્રિય માનીને મહાવીર પ્રભુના વચન પ્રમાણે પૃથ્વી વિગેરે છ કાયને પણ પોતાના જીવ જેવા વહાલા ગણે અને પચ મહાવ્રતને પાળે, તથા પ્રાણાતિપાત વિગેરે પાચ આશ્રવને છોડીને પાચ ઇંદ્રિયોને કબજામા રાખે તે ભાવ ભિક્ષુ છે

चत्तारि वमे सया कसाए, धुवजोगी हविज्ज बुद्धवयणे । अहणे निज्जायरूवरयए, गिहिजोग परिवज्जए जे स भिक्खू ॥६॥

ક્રોધ વિગેરે ચાર કસાયને ક્ષમા વિગેરે ગુણો ધારીને નિરતર છોડે તથા તીર્થંકરના વચન વડે ચારિત્રમા સ્થિર ભાવવાળો થાય. ગાય, ભેસ વિગેરે મિલકતની ઉપાધીથી રહિત હોય તથા સોનુ, રૂપુ વિગેરે રાખે નહી અને ગ્રહસ્થના સબધને સર્વ પ્રકારે છોડે તે ભાવ ભિક્ષુ છે

सम्मद्दिट्ठी सया अमूढे, अत्थि हु नाणे तव सजमे अ । तवसा धुणइ पुराणपावगं, मणवयकायसुसवुडे जे स भिक्खू ॥७॥

વળી જે માહાત્મા ઇંદ્રિયોને દુ ખરૂપ કાટા જેવા આક્રોશ (હલકા વચન) તથા ચાબખાનો માર, તથા તીરસ્કાર વિગેરે કોઇ ઇર્ષાથી કરે તો તે પોતે સહન કરે, વળી અત્યત ભયકર એવા વૈતાલ વિગેરેના ખડખડ હસવાના શબ્દો સાભળે તોપણ સ્થિરતા રાખે, અને સુખ દુ ખને સમભાવે સહન કરે તે ભાવ ભિક્ષુ છે

पडिम पडिवजिआ मसाणे, नो भीयए भयभेरवाइं दिस्स । विविहगुणतवोरए अ निच्चं, न सरीरं चाभिकखए जे स भिक्खू ॥१२॥

તેનો ખુલાશો કરે છે મશાણમા નિભયપણે સાધુની માસ વિગેરેની પ્રતિમા (સ્થીરતાથી ઉભા રહેવુ તે ) ને ધારણ કરી ઉભા રહેતા વૈતાલ વિગેરેના ભયકર શબ્દોથી ન ડરે ન ચતાયમાન થાય (ગમે તેવા રૂપ કરે શબ્દ કરે લલચાવે, તો પણ સ્થિરતા રાખે) તથા નિરતર મૂળ ગુણ વિગેરે મહાવ્રત તથા અણુવ્રત વિગેરે તપશ્ચર્યામા લીન રહે, પણ નિસ્પૃહતાથી શરીરની આકાક્ષા ન રાખે કે હુ પાતળો થઇ ગયો, અવવા ભવિષ્યમા દુર્બળ થઈ જઇશ, એવી ચિતા ન કરે તે ભાવ ભિક્ષુ છે

असइ वोसट्ठचत्तदेहे, अक्कुट्ठे व हए लूसिए वा ।

पुढविसमे मुणी हविज्जा, अनिआणे अकोउहल्ले जे स भिक्खू ॥१३॥

એકવાર નહી પણ હમેશા નિર્મમત્વ બની શરીરની વિભૂષા વિગેરે છોડીને કોઈના આક્રોશથી અથવા મારથી અથવા તલવારના ઘાથી અથવા કુતરા, શીયાળે કરડી ખાવાથી મુની ક્રોધાયમાન ન થતા પૃથ્વી માફક સર્વ સહન કરે, પણ રાગદ્વેષ ન કરે, તથા ભીજા ભવમા ભોગોની આશા ન રાખે, તથા નટ વિગેરેનાં કૌતુક ન જુએ, તે ભાવ ભિક્ષુ છે

अभिभूअ काएण परीसहाइ, समुद्धरे जाइपहाउ अप्पयं। विइत्तु जाईमरण महब्भय, तवे रए सामणिए जे स भिक्खू ॥१४॥

ભિક્ષુનુ સ્વરૂપ વધારે ખુલાસાથી કહે છે, એકલા મન વચનથી નહી પણ કાયા સાથે એટલે મન વચન કાયાથી સિદ્ધાત નીતિએ જે સુખ આવે તે સહન કરે (કાયા સિવાય પ્રાય પરિસહ સહેવાના નથી) તે બાવીસ પરિસહો ક્ષુધા વિગેરેને તે સતોષથી સહે, અને જન્મ મરણના રસ્તાથી આત્માને બચાવે, (પાર ઉતારે) એટલે જન્મ મરણ તે સસાર મા મહા ભયનુ કારણ છે તેને જાણીને તપશ્ચર્યામા રકત રહે. અને સાધુપણામા નિર્મળ ભાવના રાખે તે ખરો ભિક્ષુ છે

हत्थसंजए पायसंजए, वायसंजए संजइंदिए । अज्झप्परए सुसमाहिअप्पा, सुत्तत्थं च विआणइ जे स भिक्खू ॥१५॥

કાચબાની માફક કારણ વીના હાથ પગ ન હલાવે પણ સભાળથી કારણ પડે હલાવે ચલાવે, તથા અકુશળ વચન ( સ્વપરને પીડાકારક જાણી ત્યાગી કુશળ વચન બોલે અને ઇંદ્રિયોના વિષયોને કુમાર્ગે જતા અટકાવે, તથા અધ્યાત્મ એટલે ધર્મ ધ્યાન અને શુકલ ધ્યાનમા રમણુતા કરી આત્મા ને સમાધિમા રાખે, તથા સૂત્ર અને અર્થ એ બનેને યથા વિધિ જાણે તે ભિક્ષુ છે

उवहिंमि अमुच्छिए अगिद्धे, अन्नायउंछं पुलनिप्पुलाए । कयविक्कयसंनिहिओ विरए, सव्वसंगावगए अ जे स भिक्खू ॥१६॥

પોતાના સયમના ઉપકરણ (કપડા વિગેરે) ઉપર મૂર્છા ન રાખે, તથા આવાજ જોઈએ, એવો પ્રતિબધ ન રાખે (પણ સયમનુ રક્ષણ થાય તેવા લે.) તથા અજાણ્યા કુળોમા ભાવથી નિર્મળ બની આહાર લે તે પણ થોડુ થોડુ અને સયમને અસારતા ન લાગે તેવુ નિર્દોષ લે તથા દ્રવ્ય અને ભાવ એ

અને પ્રકારે ક્રય (ખરીદવુ) વિક્રય (વેચવુ) તથા સઘરી રાખ વુ વિગેરે દોષોને દૂર કરે, તથા સર્વ નમારી સગથી મુક્ત રહે તે ભિક્ષુ જાણવો

अलोल भिक्खू न रसेसु गिज्झे, उछचरे जीविअ नाभिकखे । इड्ढिं च सक्कारणपूअण च, चए ठिअप्पा अणिहे जे स भिक्खू ॥१७॥

વળી જે રતી વસ્તુ ના મળી હોય, તો તેની દીનત કરી ફરીથી પ્રાર્થના ન કરે તેમ મળતા સ્વાદિષ્ટ રસમા ગૃદ્ધ ન થાય, અને અજાણ્યા ઘરથી ગોચરી લે (પહેલા વસ્ત્ર વિગેરે આશ્રયી કહ્યુ અને અહી ગોચરી આશ્રયી જાણવુ એમ ઉ૨૭ શબ્દ બેવાર છતા દોષ નથી) તથા જીવિતની વાચ્છના ન કરે એટલે દુરાચારી જીવનને ન વાચ્છે, તથા તપના પ્રભાવથી રિદ્ધિ નો તથા વસ્ત્ર વિગેરેનો સત્કાર તથા સ્તવ (પ્રશસ) વિગેરેને તજે, (પ્રશસા માટે કે પૂજાવા માટે ચરિત્ર ન પાળે, પણ મોક્ષ માટે તપ કરે) તથા જ્ઞાન વિગેરેમા સ્થિર રહીને માયા રહિત બને તે ભિક્ષુ છે

न परं वइज्जासि अयं कुसीले, जेणं च कुप्पिज्ज न त वइज्जा । जाणिअ पत्तेअं पुण्णपाव, अत्ताणं

न समुक्कसे जे स भिक्खू ॥१८॥

શત્રુને પણ એવુ' અપ્રીતિનુ વચન ન કહે, કે આ દુરાચારી છે પણ પોતાના શિષ્યને સમજાવવા એકાન્તમા તેના દુરાચારની શિખામણ આપે, અને સામાનો ગમે તેટલો અપરાધ હોય તોપણ તેવુ ન બોલે કે તેને ક્રોધ થાય

પ્રશ્ન—આવુ શા માટે કરે?

ઉત્તર—પોતાનુ પુન્ય પાપ કે સારૂ નઠારૂ કૃત્ય પોતાને ભોગવવાનુ છે જેમ અગ્નિને સ્પર્શ કરે, તો બળવાનુ દુ ખ તે ભોગવે છે વળી પોતાનામા ગુણો હોય તોપણ પોતે અહકાર ન કરે કે મારા જેવો કોઈ સારો સાધુ નથી તેને ભિક્ષુ કહેવો

न जाइमत्ते न य रूवमत्ते, न लाभमत्ते न सुएण मत्ते। मयाणि सव्वाणि विवज्जइत्ता, धम्मज्झाणरए जे स भिक्खू ॥१९॥

હવે મદનો નિષેધ કહે છે પોતે જાતીનો મદ ન કરે કે હુ બ્રાહ્મણ અથવા ક્ષત્રીય છુ બીજાઓ હલકી જાતના છે તથા હુ રૂપવાન છુ, હુ લાભવાળો છુ બીજા તેવા નથી, હુ પડિત છુ, પણ બીજા નથી એ પ્રમાણે આઠે પ્રકારના મદ છોડીને સૂત્રમા કહેલા ધર્મ ધ્યાનમા રકત રહે તેને ભિક્ષુ કહેવો

पवेअए अज्जपय महामुणी, धम्मे ठिओ ठावयई
परापि । निक्खम्म वज्जिज्ज कुसीललिंग, न आवि
हासंकुहए जे स भिक्खू ॥२०॥

શુદ્ધ ધર્મના પદને પરોપકાર વાસ્તે સદાચારી મુનિ કહે તેજ ખરેખરો જ્ઞાતા જાણવો પણ બીજો નહી એટલે પોતે ધર્મમા સ્થિત રહે, અને બીજાને સુબોધ આપી ધર્મી બનાવે (પોતે બોલેલુ વચન પાળે, તેથી તેનો બોધ સચોટ લાગે) પોતે દીક્ષા લઇને દુરાચારીનુ કૃત્ય કે ચિન્હ ત્યાગે તથા બીજાને હાસી આવે, તેવા ભાંડ ચેષ્ટાના કૃત્ય ન કરે, તે ભિક્ષુ છે તેવા ભિક્ષુ ભાવનુ ફળ કહે છે

तं देहवास असुइं असासय, सया चए निच्चहि-
अट्ठिअप्पा । छिंदित्तु जाईमरणस्स वंधणं, उवेइ
भिक्खू अपुणागम गई ॥२१॥

ति बेमि ॥ सभिक्खुअज्झयणं दसम समत्त ॥१०॥

પ્રત્યક્ષ દેખાતી (દેહરૂપ) કાયાને વીર્ય અને લોહીથી બનેલી જાણીને તથા થોડા કાળમા નાશ પામનારી જાણીને તેની મમતા ત્યાગી મોક્ષ સાધન જે સમ્યગ્ દર્શન જ્ઞાન ચારિત્ર છે, તેમા એકાંત સુસ્થિત રહે તેવા સાધુ ભિક્ષુ ·

જન્મ મરણના બંધનને છેદીને અજર અમર પદને પામે, અને સિદ્ધિ ગતીને પામી, નિશ્ચલ સ્થાનમા રહે

આ પ્રમાણે સુધર્મા સ્વામી કહે છે કે મે જે સાભળ્યુ, તે તમોને કહ્યુ સૂત્ર અનુગમ કહ્યો નયો પહેલાની માફક જાણવા હરિભદ્ર સુરિ માહારાજની રચેલી આ મોટી ટીકાનુ દશમુ અધ્યયન સમાપ્ત થયુ

**સમાપ્ત**

આ સૂત્ર ઉપર બે ચુલિકા છે, તે કહે છે અ ચુલિકાનો આવો સબધ છે કે, આવા ગુણવાળો સાધુ ભાવ ભિક્ષુ કહેવાય તેવો સાધુ પણ કર્મની પ્રબળતાથી સાધુપણામા ખેદ માને (ઘેર જવા ચહાય) તો તેને સ્થિર કરવાના અધિકારવાળી આ બે ચુડા (ચુલિકા)ઓ છે હવે ચુડા શબ્દનો અર્થ કહે છે

दव्वे खेत्ते काले भावम्मि अ चूलिआय निक्खेवे।।
तं पुण उत्तरतंतं सुअगहिअत्थं तु संगहणी॥३५९॥

નામ સ્થાપના સુગમ છે, તેને છોડી દ્રવ્ય વિગેરે ચુડાનો નિક્ષેપો કહે છે દશ વૈકાલિકની ચુડાઓ આચારાગસૂત્રની ચુડા માફક ઉત્તર તત્ર છે, દશ વૈકાલિક સાભળેલાએ આ શીખવુ, એટલે એમ સૂચવ્યુ કે જેણે પૂર્વે સાભળતામા પુરૂ

ધ્યાન ન આપ્યુ હોય, તો તેની સારરૂપ આ બે ચુડાએ ઢુકાણુમા છે પણ નકામી નથી એમ જાણવુ

दव्वे सच्चित्ताई कुक्कुडचूडामणीमऊराई।
खेत्तंमि लोगनिक्कुड मंदरचूडा अ कूडाई ॥२६०॥

દ્રવ્ય ચુડાની વ્યાખ્યા કહે છે, દ્રવ્ય ચુડા આગમ નો આગમ જ્ઞશરીર અને ભવ્ય શરીર વિગેરે છે.ટીને વ્યતિ રિકત મા ત્રણ પ્રકારે સચિત્ત અચિત્ત અને મિશ્ર છે, કુકડાની કલગી સચિત્ત છે, મણી ચુડા અચિત્ત છે, અને મોરની મિશ્ર છે, ક્ષેત્ર ચુડામા લોક નિષ્કુટ ( ) પહાડના ઉપર શિખર રૂપે છે તે પ્રમણે મેરૂ પર્વત ઉપર પાડુ કબલ તથા બીજા પર્વતે ॥ શિખર જાણુવા, આ ક્ષેત્ર પ્રધાનતાથી જાણુવી, આદિશબ્દથી અધોલોકમા સીમંતક (નરકાવાસો છે તે)ની ચુડા તથા તિર્યંગ લોકમા મદર પર્વતની ચુપ (ચુલા) છે, ઉર્ધ્વલોકમા ઈષત્ પ્રાગ્ભાર (સિદ્ધ શિલા)નો ચુડા જાણુવી

अइरित्त अहिगमासा अहिगा संवच्छरा अ कालंमि।
भावे खओवसमिए इमा उ चूडा मुणेअव्वा॥२६१॥

કાળ ચુલામાં અધિક માસ જાણીતો છે (તે સૂર્ય અને ચદ્ર વર્ષ સમાન લાવવા માટે એક માન અઢી વર્ષે વધારવા મા આવે છે) અને સાઠ વર્ષે એક વર્ષ વધે છે, તે કાળ ચુલા

છે, ભાવ ચુલામા ક્ષય ઉપશમ ભાવમા આ બે ચુલાઓજ છે, (જ્ઞાન વૃદ્ધિ જેનાથી થાય તે ભાવ ચુલા) આ બને ચુલામા પ્રથમ રતિવાકય ચુલા છે, તેના ચાર અનુયોગ દ્વારનો ઉપન્યાસ કહેવો જોઇએ, તે પૂર્વ પ્રમાણે કહેતા નામ નિક્ષેપામા રતિવાકય એવુ નામ છે, તે બે પદ છે પ્રથમ રતિ પદનો નિક્ષેપો કહે છે નામ સ્થાપના છોડીને દ્રવ્ય ભાવ રતિ કહે છે

दव्वे दुहा उ कम्मे नोकम्मरई अ सद्ददव्वाई ।
भावरई तस्सेव उ उदए एमेव अरईवि ॥२६२॥

દ્રવ્યરતિ આગમનોઆગમ જ્ઞશરીર અને ભવ્યશરીર છોડીને બે પ્રકારે કર્મદ્રવ્ય રતિ અને નો કર્મ દ્રવ્યરતિ છે, તેમા પ્રથમમા રતિ વેદનીય કર્મ જાણવુ તે જ્યા સુધી ઉદયમાં ન આવ્યુ હોય, ત્યા સુધી જાણવી અને નો કર્મદ્રવ્ય રતિ શબ્દાદિ દ્રવ્ય જાણવા એટલે જેનાથી રતિ થાય, એટલે કાને શબ્દ સાભળે, સ્પર્શ કરે, સ્વાદ લે વિગેરે જાણવા—ભાવ રતિ તે રતિ વેદનીય કર્મના ઉદયમા જાણવી, આ પ્રમાણે અરતિનુ પણ જાણવુ, તેના પણ દ્રવ્ય ભાવ વિગેરે રતિથી ઉલટા નિક્ષેપા લેવા, હવે વાકયનુ સ્વરૂપ ટુંકામા બતાવે છે

वक्कं तु पुव्वभणिअ धम्मे रइकारगाणि वक्काणि ।
जेणमिमीए तेणं रइवक्केसा हवइ चूडा ॥२६३॥

' વાકય શુદ્ધિ " અધ્યયનમા તેના અનેક પ્રકારે નિક્ષેપા કહ્યા છે, ત્યાથી જાણવા પણ અહીંયા ચારિત્રરૂપ ધર્મ'મા રતિ ઉત્પન્ન કરનારા વાક્યોને લેવા એટલે જે નિમિત્તે રતિ થાય, તે રતિના વાક્યો વાલી આ ચૂલા છે ( રતિ કરનારા વાક્યો જેમા છે, તે 'રતિ વાકયા નામની આ'ચૂલા છે )

અહીયા રતિ નામ વાલુ વર્ણ'ન સારી રીતે સહન કરવા (જાણવા)થી ગુણ કરવા વાલી ચૂલા થાય તે બતાવે છે

## जह नाम आउरस्सिह सीवणछेज्जेसु कीरमाणेसु।
## जत्तणमपत्थकुच्छाऽऽमदोसविरई हिअकरी उ३६४।

જેમ રોગીને શરીરમા ગુમડા ઉત્પન્ન થતા નસ્તર વિગેરે મૂકવુ પડે, તો તેને ફાયદો થાય છે, અને જેને અજીર્ણ' થયુ હોય, તેને અપથ્ય ખોરાક અટકાવતા તે હીતકારી થાય અને ભવિષ્યમા રોગ મટે, માટે તે સુંદર છે, તે પ્રમાણે અહી સાધુને બોધ આપે છે

## अट्ठविहकम्मरोगाउरस्स जीअस्स तह तिगिच्छाए।
## धम्मे रई अधम्मे अरई गुणकारिणी होइ ॥३६५॥

આઠ પ્રકારના કર્મ'રૂપથી દુખી એવા સસારી ભાવ રોગીજીવોને તે રોગો દૂર કરવા ઉપર કહ્યા પ્રમાણે આ સયમ રૂપ ચિકિત્સામા નાહાવાનો નિષેધ તથા લોચ વિગેરેનુ કષ્ટ

પ્રથમ દેખાય પણ તેથી શ્રુતધર્મ અને ચારિત્રધર્મમા રતિથાય, અને અધર્મ ઉપર અરતિ થાય, અર્થાત્ પાપ છોડીને જીવધર્મ અ દરે, તે હીતકારી છે છેવટે તેનાથી મોક્ષ પ્રાપ્તિ છે, તેજ ખુલાસાથી સમજાવે છે

सज्झायसंजमतवे वेआवच्चे अ झाणजोगे अ ।
जो रमइ नो रमइ अस्संजमम्मि सो वच्चई सिद्धिं२६६

ભણવા ગણવામા, પૃથ્વી વિગેરે છકાયનો સયમ પાળવામા, તપસ્યામા, આચાર્ય વિગેરેની સેવામા, અને ધર્મધ્યાન વિગેરેમા જે પ્રેમ રાખે, અને અધર્મ જે જીવહિસા વિગેરે છે, તેમા ચિત્ત ન રાખે, તો તે મોક્ષમા જાય છે તપશ્ચર્યા તથા સયમ લેવા છતા સ્વાધ્યાય ( ભણવુ ) જુદુ લીધુ તેનુ કારણ ફક્ત તેનુ પ્રધાનપણુ બતાવવા માટે છે હવે સમાપ્ત કરે છે

तम्हा धम्मे रइकारगाणि अरइकारगाणि उ (य)
अहम्मे । ठाणाणि ताणि जाणे जाइ भणिआइं
अज्झयणे ॥२६७॥

ચારિત્રરૂપ ધર્મમા રતિ ઉત્પન્ન કરનારા અને અધર્મમાં અરતિ કરનારાં હવે પછી જે વાક્યોને આ અધ્યયનમાં કહ્યા છે તે સાધુએ જાણવા જોઇએ નામ નિક્ષેપો કહ્યો હવે સૂત્ર

આવાપક નિષ્પન્ન નિક્ષેપાનો અવસર છે, માટે શુદ્ધ સૂત્ર ઉચ્ચારવુ જોઇએ, તે કહે છે

**इह खलु भो ? पव्वइएणं उप्पन्नदुक्खेण सजमे अरइसमावन्नचित्तेण ओहाणुप्पेहिणा अणोहाइएण चेव हयरस्सिगयंकुसपोयपडागाभूआइ इमाइं अट्ठारस ठाणाइं सम्मं सपडिलेहिअव्वाइ भवंति ॥**

આ જિન શાસનમા નિશ્ચયથી સાધુએ દીક્ષા લીધા પછી ટાઢ તાપ વિગેરે શરીરના દુઃખથી તથા સ્ત્રી વિગેરે કે અયોગ્ય મકાનના કારણે મનના દુઃખથી કદાચિત આવતા ચારિત્રમા અરતિ થાય, અને ગૃહસ્થના વાસમા એટલે સાધુમાથી નીકળી પાછા ઘેર જવાની ઇચ્છા થાય, તેવા સાધુને પોતાના મનને સ્થિરકરવા વિચારવા યોગ્ય "બોધ વચનો"ના સમૂહ રૂપ આ છે જેમકે ઘોડાને લગામ નાખીને અંકુશ અને વહાણને શઢ જેમ કબજામા રાખે તેમ ઘેર જનાર સાધુને શુ દુઃખ પડશે, તે બતાવવા હવે પછી અઢાર સ્થાન કહે છે તેણે તે અઢાર સ્થાનો સારી રીતે વિચારવા (જેવી તેને ઘેર જવાનુ મન થશે નહી, પણ સયમમાજ સ્થિરતા થશે) હવે અઢાર સ્થાનનુ સ્વરૂપ બતાવે છે તેમા પ્રથમ ચાર બતાવે છે

**तजहा–हंभो ? दुस्समाए दुप्पजीवी १, लहुसगा**

इत्तरिआ गिहीण कामभोगा २, भुज्जो अ साइब-हुला मणुस्सा ३, इमे अ मे दुक्खे न चिरकालो-वट्ठाई भविस्सई ४,

સ્થાન પહેલુ —ગુરૂ શિષ્યને કહે છે, હે ભાઇ ! આ કલિયુગમા અધમ કાળ હોવાથી કાળના દોષેથીજ રાજાએ પણ દુ ખેથી પોતાનુ જીવન ગુજારવુ પડે છે, શ્રેષ્ઠ ભોગોના અભાવથી, વિટંબણા (પીડા) પ્રાય સસાર છે, અને (ભોગોની અતૃપ્તિથી કુચાલ સેવતા) કુગતિનો હેતુ ગૃહસ્થાશ્રમ છે, તેને વારવાર વિચારવુ ( રાજા શેઠ અમલદાર અને પ્રજા વિગેરેને પુત્ર સ્ત્રી નોકરી ગુલામી વિગેરે અનેક પ્રકારનુ દુ ખ છે, તે વિચારવુ )

સ્થાન બીજુ–કદાચ ભોગો મલે તો પણ તે તુચ્છ કુશકીના આચકા જેવા અસાર અને અલ્પકાળ રહેનારા છે પણ દેવો જેના નથી એટલેજેમ આનારીનુ ગાણુ કઠ બગડી જવાથી પ્રિયને બદલે અપ્રિય થાય, એ પ્રમાણે પરિણામે ઘણુ દુ ખ આપનારા પાચે ઇંદ્રિયોના વિષયો છે, એટલે સુખ થોડુ' છે, અને દુ ખ અનત ગણુ છે, એવુ વારવાર વિચારવુ

સ્થાન ત્રીજુ—આ સસારમા મનુષ્યો પ્રાય કપટથી ભરેલા હોય છે તેથી તેમનો વિશ્વાસ રાખવા લાયક નથી અને

વિશ્વાસ ન રાખીએ, તો પછી સુખનો લેશ પણ ક્યાથી હોય ? અને માયાના બધનો હેતુ છે કારણકે આપણને પણ તેની સાથે માયા કરવી પડે, અને તેથી ઘણો ભયકર બધ થાય છે જેથી એવા દુ ખી જીવનમા ગૃહસ્થ વાસમા રહેવુ, તે દુ ખ રૂપ છે

સ્થાન ચોથુ—આ સાધુ પણુ પાળતા શરીર અને મનનુ દુ ખ જે પરિસહથી આવે છે તે ઘણા કાળ સુધી રહેવાનુ નથી એટલે અશાતા વેદનીય કર્મ દૂર થતા સયમ રાજ્ય પ્રાપ્ત થતા સુખ મળશે અને પરિસ્હો દૂર થશે પણ જો થોડા દુ ખ માટે સયમ મૂકી દઈશ, તો મહાન નર્કમા દુ ખ ભોગવવા પડશે માટે શામાટે ઘેર જવુ જોઇએ

સ્થાન પાચથી તે આઠ સુધીનુ વર્ણન કરે છે

**ओमजणपुरक्कारे ५, वतस्स य पडिआयण ६, अहरगइवासोवसंपया ७, दुल्लहे खलु भो ? गिहीणं घम्मे गिहवासमज्झे वसंताण ८,**

સ્થાન પાચમુ—પ્રથમ જ્યારે ચારિત્ર લીધેલુ ત્યારે ધર્મના પ્રભાવથી રાજા પ્રધન વિગેરે મોટા પુરૂષો પગમા પડીને નમસ્કાર કરતા પણ દીક્ષા છોડવાથી માનને બદલે પેટ ભરવા તથા પાપ છુપાવવા માટે સામાન્ય માણસની પણ

ખુશામત કરવાનો વખત આવે છે અને અધર્મિરાજાના દેશમાં બળજબરીથી વેઠ કરાવતા સખત મજુરી કરવી પડે છે તેથી એવા પાપના દુખ ગૃહસ્થાશ્રમમા અહીં ભોગવવા કરતા સાધુ પણુ ઘણુ સારૂ છે

સ્થાન છઠ્ઠુ—આ પ્રમાણે દરેકમા વિચારવુ કે ઉલટી કરેલા આહારને કુતરૂ કે શિયાળ વિગેરે અધમ પ્રાણી ખાય છે તે પ્રમાણે સાધુ પણુ લઇને જે ભોગો ત્યાગેલા છે તેને પાછા ભોગવવા જતા લોકમા નિંદાને પાત્ર થાય છે અને તુચ્છની ગણત્રીમા આવે છે, તેથી વધારે દુખો સયમ ત્યાગનારને સસારમા ભોગવવા પડે છે

સ્થાન સાતમુ—અધોગતિની પ્રાપ્તિ થવાની એટલે ચારિત્ર છોડનારને નરકગતિમા વાસ કરવાનો લાભ થાય છે માટે સયમ પાળવુ ઘણુ સારૂ છે

સ્થાન આઠમુ—ગુરૂ કહે છે હે શિષ્ય ગૃહસ્થા વાસમાં રહેનારને પ્રમાદને લીધે ગૃહસ્થાવાસમા ધર્મ આદરવો બહુ દુર્લભ છે, એટલે પુત્ર સ્ત્રી માતા પિતા દેવુ લેણુ એ સઘળુ તપાનતા એક કામારૂપ છે, માટે નિવૃત્તિરૂપ સાધુ પણુ પાળવુ, સારૂ છે અને સ્નેહનુ બધન અનાદિકાળના મોહનુ કારણુ છે, પણ ખરી રીતે કોઈ કોઇને માટે સહાયક નથી (પોતાનુ આયુષ્ય પુરૂ થતા સબધ છોડીને ચાલ્યા જાય છે)

સ્થાન નવથી તે બાર સુધીનુ વર્ણન કહે છે

आयके से वहाय होइ ९, सक्रप्पे से वहाय होइ १०, सोवक्के से गिहवासे निरुवक्के से परिआए ११, बंधे गिहवासे मुक्खे परिआए १२,

સ્થાન નવમુ—પેટમા સૂળ ઉડવી વિગેર જીવલેણ રોગો ધર્મથી પતિત થએલાને વધને માટે થાય છે, (એટલે અનિયમિત ખોરાક અધિકશ્રમ છાઉપર કાબુ નહી, વિગેરે કારણથી ગૃહસ્થને વધારે રોગ થાય છે,) તથા કેકવાર પોતાનો વધ મટાડવા અનેકને પોતે વધના દુખ આપે છે (દવા વિગેરેમા અનેક જીવોને દુખનુ કારણ થાય છે)

સ્થાન દશમુ—વહાલાનો વિયોગ અને અનિષ્ટનો સયોગ આ મનનો સકલ્પરૂપ રોગ છે અને તેથી સાધુ પણ છોડીને ઘેર જનારને ગૃહસ્થ જેવી ચેષ્ટાઓ કરતા પોતાને અને પરને વધરૂપ થાય છે (બધાનુ મન સતોષવા જતા તેમ થવુ દુર્લભ છે તેથી પોતાને અને પરને કલેશ થશે)

સ્થાન અગીઆરમુ—એટલા માટેજ ગૃહસ્થા વાસમા ખેતી કરવી ઢોરને સભાળવા વેપાર કરવા નફા ખોટના હીસાબ ચુકવવા, તથા રાત દીવસ તેની ચિન્તા કરવી આવી રીતના કલેશો પડિતો (સાધુ ધર્મ પાળનારા) ને નિંદવા યોગ્ય છે તથા સાધુ પણાના થોડા દુખ વરતા કડ તાપ સહેનત વિગે

रेनु ઘણુ દુખ છે, તથા સ્ત્રી પુત્ર સગાવહાલા માટે ઘી તેલ મીઠુ વિગેરે લાવવાની ચિન્તામા પડવુ પડે છે પણ સાધુ પણામા તેવુ દુખ કઈ પણ પડતુ નથી, તે વિચારવાથી સયમમા સ્થિરતા થશે તે ધ્યાનમા રાખવુ

સ્થાન બારમુ—ગૃહવાસ કોશીટાના કીડાની માફક બધન રૂપ છે, એટલે ઘર પડી જાય કે તૂટી ફૂટી જાય તો તેને સમરાવવાનુ દુખ એટલે બહાર પરદેશમા રહેતા પણ તેની ચિન્તા રહે, પણ સાધુ પણામા તેવુ કોઇ પણ જાતનુ દુખ રહેતુ નથી

સ્થાન તેરથી તે અઢાર સુધીનુ વર્ણન કરે છે

सावज्जे गिहवासे अणवज्जे परिआए १३, वहुसाहारणा गिहीण कामभोगा १४, पत्तेअं पुण्णपावं १५, अणिच्चे खलु भो ? मणुआण जीविए कुसग्गजलविंदुचंचले १६, वहुं च खलु भो ? पावं कम्मं पगड १७, पावाणं च खलु भो ? कडाण कम्माण पुव्वि दुच्चिन्नाणं दुप्पडिकंताणं वेइत्ता मुक्खो, नत्थि अवेइत्ता, तवसा वा झोसइत्ता, १८ । अट्ठारसमं पय भवइ ।

સ્થાન તેરમુ—ગૃહસ્થવાસ સાવદ્ય એટલે છકાયની પીડ-રૂપ છે, અને અઢારે પાપસ્થાન તેનાથી સેવન કરવા પડે છે, અને સાધુ પણુ પાપ રહિત સર્વજીવની રક્ષારૂપ છે

સ્થાન ચૈદમુ—ગૃહસ્થના ભોગો ચોર રાજકુમાર વિગેરેના સામાન્ય છે (પણ દેવતા જેવા રમણીય કામ ભોગ નથી)

સ્થાન પદરમુ—સાધુ પણુ દરેક પ્રકારે પૂજ્ય પણાનુ કારણુ છે અને ગ્રહસ્થ પણુ પાપરૂપ છે

સ્થાન સોળમુ—મનુષ્યનુ જીવિત દર્ભના કાંટાની અણી ઉપર પાણીના બિંદુ માફક ચચળ છે, એટલે અનેક પ્રકારના ઉપદ્રવથી મરણુનો ભય રહેનો છે, (અગ્નિ જળ ઠોકર લગવાથી ઉંચેથી પડીજવાથી ખરાબ હવામા રહેવાથી સાપ વાઘથી નાશ પામવુ, તે પ્રાણુ ઘાતક છે) તેથી તે અચત અસારછે

સ્થાન સતરમુ—ગૃહસ્થ પણામા પગલે પગલે પાપકર્મ પ્રકટ છે, (માટે તેનુ મનથી પણ ચિંતવન કરવ યોગ્ય નથી)

સ્થાન અઢારમુ—હે શિષ્ય ? એવા પાપના કારણુમા જતા મન વચન કાયાથી અનેક પ્રકારે જ્ઞાન અતરાય વિગેરે દુખરૂપ કર્મો બધાય છે અને પૂર્વે તેમા બાંધેલા તે ભોગવ્યા વિના આ ભવમાં છુટકો નથી, અને આ ભવમા સાધુ પણુ છોડી પ્રમાદ કષાય વિગેરેથી નવા પાપ બધાતા આવતા ભવમા પણુ ભોગવ્યા વિના છુટકો નથી, પણ જો સાધુ પણુ પાળના કષ્ટને

સહન કરતા તપશ્ચર્યા આદરતા આ ભવમાજ કર્મ ખપી જતા મોક્ષ મળે છે, એટલા માટે સાધુ પણ પાળવુ ઉત્તમ છે ( સ્થાનમા અને ટીકામા કઇક ભેદ છે, માટે સૂત્ર પ્રમાણે અર્થ લીધો છે પણ તેથી ભાવાર્થમા ભેદ પડતો નથી ) આ અઢારે સ્થાનને ટેકા માટે છદ રૂપે શ્લોકો બનાવ્યા છે તે નીચે પ્રમાણે છે

भवइ अ इत्थं सिलोगो—

जया य चयई धम्मं, अणज्जो भोगकारणा।
से तत्थ मुच्छिए बाले, आयइं नावबुज्झइ ॥१॥

આ પ્રમાણે અઢારે સ્થાન સમજાવતા કદાચ સાધુ પાપના ઉદયથી સાધુ પણુ છોડાડે તો તે મ્લેચ્છ જેવો મનોહર શબ્દ વિગેરેમા મૂર્છા પામીને, ભવિષ્યનુ દુખ તે મદ બુદ્ધિવાળો જાણતો નથી તે બતાવે છે

जया ओहाविओ होइ, इंदो वा पडिओ छमं।
सव्वधम्मपरिब्भट्ठो, स पच्छा परितप्पइ ॥२॥

જેમ ઇદ્ર પોતાના ઇદ્રાસનથી ભ્રષ્ટ થઇને જમીન ઉપર પડે છે, તો પોતાનુ પૂર્વનુ પુણ્ય સુખ વિચારતા પસ્તાય છે, તેમ સાધુપણુ મુકેલો સાધુપણાના સુખને પછી વિચારતા ધર્મ

ભ્રષ્ટ થએલો પસ્તાય છે, એટલે સાધુપણામા ક્ષમા વિગેરેનો ધર્મ છે, તે છોડીને ક્રોધ કરે તો ઋઘડા ઉભા થતા રાત્રીના વખતે સુખે સુવુ પણ દુર્લભ થાય છે, અને સાધુપણામા ક્ષમા થી લોકમા પૂર્વે પૂજાતો અને તે પાછળથી કલેશ કરતો જોઇ લોકો નિંદા કરે છે, તે વખતે ખરેખરો પોતે પસ્તાય છે

जया अ वंदिमो होइ, पच्छा होइ अवंदिमो ।
देवया व चूआ ठाणा, स पच्छा परितप्पइ ॥३॥

પહેલા સાધુપણામા લોકથી વદાય છે, અને પાછળથી સાધુપણુ છોડી દેતા નિંદાને પાત્ર બને છે, તેથી જેમ ઇંદ્ર દેવીને કાઢી મુકે તો તે દેવી સ્થાન ભ્રષ્ટ થતા પસ્તાય છે, તેમ આ ભ્રષ્ટ સાધુને પણ પસ્તાવો થયા સિવાય રહે તો નથી

जया अ पूइमो होइ, पच्छा होइ अपूइमो ।
राया व रज्जपब्भट्ठो, स पच्छा परितप्पइ॥४॥

પ્રથમ વસ્ત્ર વિગેરેથી પૂજાતો તે પાછળથી સાધુપણુ છોડી દેતા અપૂજ્ય થાય છે, તેથી જેમ રાજા રાજભ્રષ્ટ થએલો પસ્તાય છે, તેમ તે સાધુ પણ પાછળથી પસ્તાય છે

जया अ माणिमो होइ, पच्छा होइ अमाणिमो।
सिट्ठि व्व कब्बडे छूढो, स पच्छा परितप्पइ॥५॥

પ્રથમ તે માનનીય હતો, તેના શીલના પ્રભાવથી સર્વે લોકો તેની આજ્ઞા પાળતા અને ઉભા થઈને માન આપતા હતા, પણ સાધુપણુ છોડી દેવાથી પાછળથી કોઇપણ માન આપે નહી તેથી જેમ કોઈ શેઠીઓ મોટું શહેર છોડીને નાના ગામમા રહેવા ગયા પછીથી પસ્તાય છે, તેમ આવા સાધુના પાછળથી એ હાલ થતા પસ્તાય છે

जया अ थेरओ होइ, समइक्कंतजुव्वणो ।
मच्छु व्व गलं गिलित्ता, स पच्छा परितप्पइ ॥६॥

જ્યારે સાધુપણુ છોડીને ઘેર જાય, અને જુવાની જતાં બુઢાપામા પસ્તાવો થાય છે, જેમકે માછલુ લોઢાના સલીઆ મા માસના લોભથી ફસાતા ગળામા લોખડના કાટા લાગતાં પસ્તાય છે, તેવી રીતે આ ભ્રષ્ટ સાધુ બુઢાપામા તે લોગના કડવા ફળરૂપ ઘરના માણસોની ચિન્તાથી બળતો હમેશાં પસ્તાય છે

जया अ कुकुडुंबस्स, कुतत्तीहिं विहम्मइ ।
हत्थी व बंधणे बद्धो, स पच्छा परितप्पइ ॥७॥

જેમ છુટો હાથી સાકળે બધાવાથી પસ્તાય છે, તેમ પાપના ઉદયથી સાધુ ભ્રષ્ટ થઇ ઘેર જતાં ખરાબ કુટુબ એટલે કુભારજા વિગેરેને સમજાવતા શાત ન થવાથી તેની ચિન્તામા બળતો પસ્તાય છે

पुत्तदारपरीकिण्णो, मोहसंत्ताणसंतओ ।
पंकोसन्ना जहा नागो, स पच्छा परितप्पइ॥८॥

વિષય સુખના માટે સાધુપણુ છોડીને સ્રી પરણુના સ્રી અને પુત્ર વિગેરે ઉપર મોહ વધતા ધર્મ ક્રિયા ગ્રહસ્થની પણુ ભુલી જતા હાય પોટમાજ દીવસો ગુજારતા કાદવમા ખુચેલા વનના હાથીની માફક પસ્તાય છે, કે આહા હા ! મે આ કેવુ મુર્ખાઇનુ' કૃત્ય આદર્યુ' કે જેથી મારી આવી દુર્દશા થઇ છે

अज्ज आहं गणी हुतो, भाविअप्पा बहुस्सुओ ।
जइऽहं रमतो परिआए, सामण्णे जिणदेसिए॥९॥

કોઇ બુદ્ધિમાન સાધુ દિક્ષા મુકયા પછી આ પ્રમાણે પ્રશ્ચાતાપ કરે છે કે જો હુ આજ સુધી સાધુપણામા ભાવ રાખીને રહ્યો હોત તો આચાર્ય પણુ થયો હોત ! અને આત્માની ભાવના ભાવવા વડે બહુ ગુન બન્યો હોત ! એટલે આ લોક પરલોકનુ હિત કરનાર જે જૈન સિદ્ધાત છે, તે ભણ્યો હોત ! ( પણુ ભગવાનના વચનમા રમણુતા ન કરી સાધુપણુ ન પાળ્યુ તેથી આવી અધમ દશાને હુ પામ્યો છુ) ( મૂળ શ્લોકમા પર્યાય છતા શ્રામણ્ય શબ્દ લેવાનુ કારણુ એ છે કે પર્યાય ઘણા અર્થમા વપરાય છે માટે લીધો છે તથા જિન દેશિત શબ્દ મુકવાનુ કારણુ એ છે કે બૌદ્ધના પણ

પ્રથમ તે માનનીય હતો, તેના શીલના પ્રભાવથી સર્વે લોકો તેની આજ્ઞા પાળતા અને ઉભા થઈને માન આપતા હતા, પણ સાધુપણુ છોડી દેવાથી પાછળથી કોઇપણ માન આપે નહી તેથી જેમ કોઈ શેઠીઓ મોટુ શહેર છોડીને નાના ગામમા રહેવા ગયા પછીથી પસ્તાય છે, તેમ આવા સાધુના પાછળથી એ હાલ થતા પસ્તાય છે

जया अ थेरओ होइ, समइक्कंतजुव्वणो ।
मच्छु व्व गलं गिलित्ता, स पच्छा परितप्पइ ॥६॥

જ્યારે સાધુપણુ છોડીને ઘેર જાય, અને જુવાની જતાં બુઢાપામા પસ્તાવો થાય છે, જેમકે માછલુ લોઢાના સળીઆ મા માસના લોભથી ફસાતા ગળામા લોખડના કાટા લાગતાં પસ્તાય છે, તેવી રીતે આ ભ્રષ્ટ સાધુ બુઢાપામા તે ભોગના કડવા ફળરૂપ ઘરના માણસોની ચિન્તાથી બળતો હમેશા પસ્તાય છે

जया अ कुकुडुंवस्स, कुतत्तीहिं विहम्मइ ।
हत्थी व बंधणे बद्धो, स पच्छा परितप्पइ ॥७॥

જેમ છુટો હાથી સાકળે બધાવાથી પસ્તાય છે, તેમ પાપના ઉદયથી સાધુ ભ્રષ્ટ થઇ ઘેર જતા ખરાબ કુટુબ એટલે કુભાર્જા વિગેરેને સમજાવતા શાંત ન થવાથી તેની ચિન્તામા બળતો પસ્તાય છે

पुत्तदारपरीकिण्णो, मोहसंताणसंतओ ।
पंकोसन्ना जहा नागो, स पच्छा परितप्पइ॥८॥

વિષય સુખના માટે સાધુપણુ છોડીને સ્ત્રી પરણ્યાં સ્ત્રી અને પુત્ર વિગેરે ઉપર મોહ વધતા ધર્મ ક્રિયા ગ્રહસ્થની પણ ભુલી જતા હાય પોટમાજ દીવસો ગુજારતા કાદવમા ખુચેલા વનના હાથીની માફક પસ્તાય છે, કે આહા હા ! મે આ કેવુ મુર્ખાઈનુ કૃત્ય આદર્યું કે જેથી મારી આવી દુર્દશા થઇ છે

अज्ज आहं गणी हुंतो, भाविअप्पा बहुस्सुओ ।
जइऽहं रमंतो परिआए, सामण्णे जिणदेसिए।९।

કોઇ બુદ્ધિમાન સાધુ દિક્ષા મુકયા પછી આ પ્રમાણે પશ્ચાતાપ કરે છે કે જો હુ આજ સુધી સાધુપણામા ભાવ રાખીને રહ્યો હોત તો આચાર્ય પણ થયો હોત ! અને આત્માની ભાવના ભાવવા વડે બહુ શ્રુત બન્યો હોત ! એટલે આ લોક પરલોકનુ હિત કરનાર જે જૈન સિદ્ધાન્ત છે, તે ભણ્યો હોત ! ( પણ ભગવાનના વચનમા રમણતા ન કરી. સાધુપણુ ન પાળ્યુ તેથી આવો અધમ દશાને હુ પામ્યો છુ) (મૂળ શ્લોકમા પર્યાય છતા શ્રામણ્ય શબ્દ લેવાનુ કારણ એ છે કે પર્યાય ઘણા અર્થમા વપરાય છે માટે લીધો છે તથા જિન દેશિત શબ્દ મુકવાનું કારણ એ છે કે બોલતા પણ

સાધુ પોતાના સાધુપણાને શ્રામણ્ય કહે છે, તેથી તેને જુદુ પાડવા માટે લીધેલ છે )

देवलोगसमाणो अ, परिआओ महेसिण।
रयाणं अरयाणं च, महानरयसारिसो ॥१०॥

પડવાની ઇચ્છાવાળાને ફરીથી ગુરૂ બોધ આપે છે જેઓએ ચારિત્ર છોડયુ તેઓ પાછળથી કેવી રીતે પસ્તાય છે તે સાભળો, સારા સાધુઓનો દીક્ષા પર્યાય દેવલોક સમાન છે કારણ કે દેવલોકમા નાટક વિગેરે જોવામા લીન થઇને નિશ્ચિત પણે બેઠા છે તેમ સાધુઓ સ્થિર મનથી પોતાના ભણવા ગણવામા અને કહેલી વિધિએ પડિલેહણા (વસ્ત્ર વિગેરે જોવા) મા એક ધ્યાનવાળા છે વળી આવી રીતે બરોબર જીવની રક્ષા કરવાથી તેઓને નિર્ભયપણુ હોવાથી દેવલોક સમાન આદરવા યોગ્ય ચારિત્ર પર્યાય છે, પણ એવા રકત ન હોય તેમને સાધુપણાના વર્તનમા અરમણતા થવાથી તથા ગાયન વિગેરના વિષયમા આસકત થવાથી ભગવાનના સાધુ વેષને વિડબના કરનાવાળા ક્ષુદ્ર જીવોને આ સાધુપણુ પાળવુ, તે ઘોર નર્ક સમાન મનના અતીશય દુ ખથી ભયકારી લાગે છે, (વળી સાધુપણુ સારૂ પાળે તો અહી દેવલોક સમાન બહુ માન થય, અને પછી પણ દેવલોક મળે, પણ ચારિત્રમા લીનતા ન

રાખે તો સાધુપણામા છવતા નર્ક સમાન દુખ અને ચારિત્ર ભાગવાથી પાછળથી મહા નર્કમા જાય છે

अमरोवम जाणिअ सुक्खमुत्तम, रयाण परिआइ तहाऽरयाणं । निरओवम जाणिअ दुक्खमुत्तम, रमिज्ज तम्हा परिआइ पंडिए ॥११॥

સાધુપણુ મુકી દેનારને ગુરૂ સમજાવે છે કે પૂર્વે કહ્યા મુજબ દેવના પ્રમાણે સાધુનુ પ્રશમ (ક્રોધનો અભાવ) વિગેરે ઉત્તમ ગુણોનુ સુખ ચારિત્ર પર્યાયમા રક્ત અને પડિલેહણા વિગેરે ક્રિયામા યત્ન કરનારને સુખરૂપ છે, અને ચારિત્રમા અરતિ કરનારને નર્ક તુલ્ય છે, તેથી આ લોક પરલોકના ઘણા સુખ દુખ વિચારીને પડિત પુરૂષે નિરતર ચારિત્ર પર્યાયમા રમણતા કરવી.

धम्माउ भट्ठ सिरिओ अवेय, जन्नग्गिविज्झाअ-मिवऽप्पतेअं । हीलंति ण दुव्विहिअ कुसीला, दाढुड्डिअं घोरविसं व नाग ॥१२॥

ચારિત્ર પર્યાય મૂકનારને આ લોકના દોષો બતાવે છે, સાધુ ધર્મથી ભ્રષ્ટ બનારને તપરૂપા લક્ષ્મી નાશ થતા તેનુ મુખ જેમ યજ્ઞની સમાપ્તિનો અગ્નિ બુઝતા તેજ વિનાનો

દેખાય છે, અને ખાલી રાખ રહે છે તેમ આ સાધુપણુ છોડી દેનારનુ (સુખ) ઝાંખુ થાય છે, લોકો તેની હીલના કરે છે કે તુ ઉત્તમ પગથીએ ચડેલો પાછો પડયો છે, વળી ઝેરી સાપની દાઢો કાઢી નાખવાથી મદારી વિગેરે લોકો તેને પજવે છે, તેમ ચારિત્રને મુકી દેનારને પણુ તેવુ અપમાનનુ દુખ સહન કરવુ પડે છે, (અગ્નિ અને સાપનુ જેવુ અપમાન થાય તેમ દિક્ષા છોડનારનુ થાય છે)

इहेवऽधम्मो अयतो अकित्ती, दुन्नामधिज्जं च पिहुज्जणम्मि । चुअस्स धम्माउ अहम्मसेविणो, संभिन्नवित्तस्स य हिट्ठओ गइ ॥१३॥

હવે બને લોકોના ભય બતાવે છે, અહી આજ અધર્મ અપયશ તથા અપકીર્તિ છે તથા લોક કહે કે આ પતિતનુ નામ લેવા યોગ્ય પણુ નથી, આવુ તુચ્છ માણુસો પણુ કહે ત્યારે ઉત્તમ લોકોનુ તો કહેવુ શુ વળી સ્ત્રી વિગેરે માટે છ કાય ની હિંસા થનારા આરભો કરવા પડે તેથી ચીકણા કર્મ બધા વાથી નર્કમા ઉત્પન્ન થવુ પડે છે

भुजित्तु भोगाइं पसज्झचेअसा, तहाविहं कट्टु असंजमं बहुं । गइं च गच्छे अणभिज्झिअ दुहं, वोही अ से नो सुलहा पुणो पुणो ॥१४॥

સાધુપણુ મુકનારો પાચ ઇંદ્રિયના વિષય એટલે ગાયન નિગેરેમા આનદ મેળવવો ધર્મથી વિમુખ બની ખુલ્લા ચિત્તે મુખ્ય માણસને ચોગ્ય અધર્મ ફળને કરીને ખેતી વિગેરેમા અસંતોષી થઇને ઘણા ઘણા પાપો કરીને અનિષ્ટ ગતિને પ્રાપ્ત થાય છે, તે ગતિમા દુ ખ પામે છે, અને ભાવષ્યમા દુ.ખ આપનારા કર્મ બાધે છે, અને જૈન માર્ગની વિરાધના કરવાથી ઘણા ભવો સુધી સમ્યક્ત્વની પ્રાપ્તિ પણ થવી દુર્લભ છે

इमस्स ता नेरइअस्स जतुणो, दुहोवणीअस्स किलेसवत्तिणो । पलिओवमं झिज्झइ सागरोवमं, किमंग पुण मज्झ इमं मणोदुह ? ॥१५॥

વળી ઉપદેશ આપે છે કે હે શિષ્ય ચિન્તામણી રત્ન જેવુ સાધુપણુ ન છોડ, કારણ કે એકાત કલેશ ચિત્તવાળુ નર્કનુ દુ ખ તને મળશે, એવુ જાણીને જ્યા સુધી તુ ન મૂકે ત્યા સુધીમા વિચારી લે, કે નર્કમા પલ્યોપમ (અસખ્ય વર્ષનુ માન) સુધી તથા સાગરોપમ (તેથી વધારે વર્ષનુ એટલે દશ કોડા કોડી પલ્યોપમને સાગરોપમ છે) ત્યા સુધી તારે ભવિષ્યમા ગૃહસ્થપણામા પાપ કરવાથી દુ ખ ભોગવવા પડશે, અહીં આ સાધુપણામા અલ્પકાળ દુ ખ ભોગવીને છુટી શકીશ, પણ નારકીમા કેવી રીતે છુટી શકીશ ? માટે સાધુપણુ ન મુક

न मे चिरं दुक्खमिण भविस्सइ, असासया भोग-
पिवास जंतुणो । न चे सरीरेण इमेणऽविस्सइ,
अविस्सई जीविअपज्जवेणं मे ॥१६॥

મને આ દુખ ઘણો કાળ રહેવાનુ નથી તથા પ્રાણી
ઓને પ્રાય વિષય તૃષ્ણા જુવાનીની શકિતમા થોડાજ કાળ રહે
ાની છે, અને તૃષ્ણા ખરી રીતે વૃદ્ધાવસ્થામા પણ મન સબ
ી રહેવાનીજ છે, માટે ખોટી વ્યાકુળતા ,કરવી નકામી છે,
ે તો નીકળી જતા જીવની સાથે ચાલી જવાની છે, (માટે હે
જીવ, તુ સસારની ભોગ તૃષ્ણા મૂકીને ચારિત્રમાજ આનદ માન

तस्सेवमप्पा उ हविज्ज निच्छिओ, चइज्ज देहं न हु
म्मसासण । त तारिस नो पइलंति इंदिआ,
वेंतवाया व सुदसणं गिरिं ॥१७॥

ेवं सपस्सिअ बुद्धिमं नरो, आयं उवाय विविहं
रेआणिआ । काएण वाया अदु माणसेणं, तिगु-
ेगुत्तो जिणवयणमहिट्ठिज्जासि ॥१८॥

ो बेमि ॥ रइवक्का पढमा चूला समत्ता ॥१॥

આવી આત્મા સબધી જેને ખાત્રી થઇ છે, તે માણુસ વિઘ્ન આવતા પ્રાણ ત્યાગ કરે, પણ ધર્મસાસન (ચારિત્ર) છોડે નહી, અને સયમ સ્થાનથી ઇદ્રિયોને ચલાયમાન કરે નહી, જેમ મેરૂ પર્વતને પવન ચલાયમાન કરી શકતો નથી, તેમ સાધુને પણ ઇદ્રિયો ચચળ કરી શકતી નથી, (તેજ ખરો આત્માર્થી સાધુ જાણવો,) ૧૭ આ પ્રમાણે ઉપર કહેલા અઢાર સ્થાન તથા શ્લોકો પહેલેથી તે છેવટ સુધી વિચારીને બુદ્ધિ માન પુરૂષ સમ્યકજ્ઞાન વિગેરેનો લાભ મેળવવા તેના સાધનના પ્રકારો જે જ્ઞાન વિગેરેના આઠ આઠ આચાર છે તે પ્રમાણે મન, વચન અને કાયાથી ઉત્તમ વર્તન રાખી ત્રણ ગુપ્તિથી ગુપ્ત થઇને જીનેશ્વરના વચનમા રહે, અને તે પ્રમાણે ચારિત્રમા ઉદ્યમ વાલો થાય, જેથા તેને મોક્ષ મળે છે આ પ્રમાણે પ્રથમ ચુલિકા રતિવાકયા નામની સૂત્ર અનુગમથી પૂરીથ ઇ અને નયો પૂર્વની માફક જાણવા

---

## બીજી ચુલિકા

પહેલી ચુલિકા કહી, હવે બીજી કહે છે તેમા આ પ્રમાણે સામાન્ય સબધ છે કે પહેલીમા ચારિત્રમા સ્થિર રહે વાનુ કહ્યુ અને આ બીજી ચુલિકામાં વિવિકત ચર્યાનો અધિ કાર કહે છે, એ સબધી ભાષ્યકાર કહે છે

अहिगारो पुवुत्तो चउव्विहो बिइअचूलिअज्झयणे।
सेसाणं दाराणं अहक्कम फासणा होइ ॥६३॥

ચુડાનો અધિકાર પ્રસ્તાવના રૂપે પહેલી ચુલિકામા કહ્યો અને બીજી ચુડામા પણ અનુયોગદ્વાર પહેલાની માફક જાણવા બાકીના દ્વાર જે સૂત્ર આલાપક નિષ્પન્ન નિક્ષેપો વિગેરે પ્રસ્તાવના માફક સ્પર્શના એટલે થોડામા વ્યાખ્યા કરવી વિગેરે કહે છે અહી સૂત્ર અનુગમમા જે સૂત્ર નિર્દોષ રીતે કહેવાનુ છે તે કહે છે.

चूलिअ तु पवक्खामि, सुअं केवलिभासिअं ।
जंसुणित्तु सुपुण्णाण, धम्मे उप्पज्जए मई ॥१॥

ભાવ ચુડાને હુ કહુ છુ, કારણ કે તેનો અવસર આવેલો છે, અહી ચુડામા પણ શ્રુત જ્ઞાન છે, અને તે કેવળી ભગવતે કહેલુ છે તેજ હુ કહીશ એના ઉપર પુર્વાચાર્યનો કહેલો આવો અધિકાર છે

કોઇ સાધવીએ કુરગડુ (ઘડો ભરેલો ભાત ખાનાર મુનિ) જેવા ભૂખાવળા સાધુને બોધ આપીને પરાણે ચોમાસી પર્વ જેવા દીવસે ઉપવાસ કરાવ્યો, પણ શરીરે સહન નહી થવાથી તે સાધુનો સમાધિથી સ્વર્ગવાસ થયો, સાધવીને મનમા પ્રશ્ચાત્તાપ થયો, કે હુ સાધુનો જીવ લેનાર છુ એમ કલ્પાત કરતા

તેને વિચાર થયો કે હુ દૂર રહેવા તીર્થ કરને પુછુ, તેમ વિચા રતા તેના ગુણથી રક્ત થએલી દેવી આવી, અને તે દેવી સાથે સાધ્વી, શ્રી સીમંધર સ્વામી પાસે ગઈ, અને ભગવાનને પુછ્યુ કે હુ સાધુના મરણથી ઘાતક છુ કે નહી ? પ્રભુએ તેને નિર્દોષ કહીને આ ચુડા સભળાવી છે, તે ચુડા સાભળીને સારા અનુભવવાળા પુન્યવાન જીવોને અચિંત્ય ચિન્તામણી જેવા ચારિત્ર ધર્મમા વિશેષ પ્રકારે શ્રદ્ધા થાય છે, અને ચારિત્રનુ બીજ ઉત્પન્ન થાય છે, તે માટે આ પહેલુ સૂત્ર કહ્યુ છે, આ પ્રમાણે પહેલી ગાથામા આ ચુલિકાની કેવો રીતે ઉત્પત્તિ થઈ તે પણ બતાવીને તેથી શુ લાભ થાયે, તે પણ જણાવ્યુ છે

अणुसोअपट्ठिअवहुजणंमि, पडिसोअलद्धलक्खेण । पडिसोअमेव अप्पा, दायव्वो होउकामेणं॥२॥

આ પ્રતિજ્ઞા સૂત્ર છે અને અધ્યયન (ચુડા) મા ચર્યા (જુદા જુદા ગામે વિહાર કરવા)ના ગુણો બતાવે છે, તેની પ્રવૃત્તિમા મૂળ પગ રૂપ આ છે, જેમકે નદીના પુરના પ્રવાહ મા પડેલા તણાતા લાકડાની માફક આપણો જીવ વિષય કુમા ર્ગને અનુકુળ ક્રીયા કરનારા ઘણા માણસો સાથે સબંધ રહેવા થી પતિત થાય છે એટલે લાકડુ જેમ દરિયામા તણાઈ જાય છે, તેમ પતિત સાધુ દોષોના દરિયામા તણાય છે, એટલા માટે દેવતાની સાહાયથી દરિયામા જતા બચે તેમ સાધુએ તેથી ઉલટા

જ્યામા જેમ પાણી જાય તેમ જવાનુ છે, તે અનુશ્રોત કહે વાય, અને તેનાથી વિપરીત તે ઇંદ્રીયોનો વિજય કરવો, તે પરમાર્થ સાધનરૂપ કાયા, વચન અને મનનો વેપાર તે આશ્રમ (આધાર) મત ગ્રહણ રૂપ ઉત્તમ સાધુઓને છે, એમા એમ સમજવુ કે આ સસાર તે વિષય સુખ છે, અને તે સુખ ભોગવવા જતા પાછો સસાર છે, જેમ વિષ એ મૃત્યુ છે, અને દહી ચીભડુ પ્રત્યક્ષ તાવ છે (આમા કારણમા કાર્યનો ઉપચાર છે) માટે તે વિષયની ઇદ્રિયોને રોકવી તે પ્રતિશ્રોત એટલે સસાર ભ્રમણથી બચીને મોક્ષમા જઈ શકે છે તેજ ઉત્તાર (તરવાનો કિનારો છે)

(અહીઆ કારણનો કાર્યમા ઉપચાર કર્યો છે, જેમકે લોક મા ઘી આયુષ્યને વધારનારૂ હોવાથી ઘીનેજ આયુષ્ય કહે છે, તથા વરસાદથી તાદુલ પાકે, તેથી વરસાદ પડતા લોકો કહે છે કે આ તાદુલ વરસે છે

**तम्हा आयारपरक्कमेणं संवरसमाहिबहुलेणं ।**
**चरिआ गुणा अ नियमा अ हुंति साहूण दट्ठव्वा॥४॥**

આ પ્રમાણે ઇદ્રિયનો નિરોધ સસારથી પાર ઉતારનાર છે, એવુ સમજીને સાધુએ પોતાનુ પરાક્રમ જ્ઞાનાદિ પાચ પ્રકારના આચારમા વાપરવુ તથા ઈંદ્રિયોનો નિરોધ કરી સમાધિની બહુલતા જેણે કરી છે તેવા મુનિએ પાણ પડવુ ન

થાય, તથા ચારિત્ર નિર્મળ રહે, માટે ભિક્ષુ ભાવના સાધનરૂપ અનિયત વાસ ( એક જગ્યાએ પડી ન રહેવુ ) દ્રવ્યચર્યા પાળવી, અને મહાવ્રતો જે મુળ ગુણ છે તથા પિંડ વિશુધ્ધી વિગેરે નિયમો ઉત્તર ગુણ છે, તે બને યોગ્ય સમયે વિધિ અનુસાર પાળવા, તે ભાવચર્યા છે, તે સાધુઓને જાણવા યોગ્ય છે (સમ્યકજ્ઞાન વિગેરેને ભણવુ તે પ્રમાણે ચાલવુ, અને તે પ્રમાણે બીજાને ઉપદેશ આપવાનો છે)

अनिएअवासो समुआणचारिआ, अन्नायउंछं पइरिक्कया अ अप्पोवही कलहविवज्जणा अ विहारचरिआ इसिणं पसत्था ॥५॥

ચર્યા કહે છે, અનિયતવાસ એટલે માસકલ્પ તે શિયાળે ઉનાળે એક એક માસ રહેવાનુ, અને ચોમાસામા ચાર માસ સ્થિર રહેવાનુ છે, તે નવ કલ્પી વિહાર કરવો જોઇએ, અથવા અનિકેતવાસ એટલે કોઇપણ ઘર ઉપર મમત્વ ન રાખતા ઉદ્યાન વિગેરેમા જ્યા ઓછો રાગ થાય, ત્યા રહેવુ જોઇએ, અને જુદી જુદી જગ્યાએથી ભિક્ષા માગવી જોઇએ, તથા નિર્દોષ ઉપકરણ વિગેરે લેવા, તથા ગૃહસ્થોથી ઓછા પરીચયવાળા મકાનમા રહેવુ. જરૂર પુરતીજ ઉપધિ (વસ્ત્ર વિગેરે) રાખવા તથા પરસ્પર કલેશકારક કથા ન કરવી, આવી રીતે સાધુએ

ની ચર્યા (યોગ્ય રીતે વિહાર વિગેરે) પ્રશસવા યોગ્ય છે એટલે તેથી સાધુઓને ભણવા વિગેરેમા વિક્ષેપ ન થાય અને ભગ વાનની આજ્ઞા પાળવાથી ભાવચરણના સાધનથી આ 'ચર્યા' પવિત્ર છે, તેથી પ્રશસવા યોગ્ય છે આ સાધુઓની વિહાર ચર્યાને અગે નિર્યુક્તિકાર કહે છે

दव्वे सरीरभविओ भावेण य सजओ इहं तस्स ।
उग्गहिआ पग्गहिआ विहारचरिआ मुणेअव्वा ।३६८।

સાધુની વિહાર ચર્યાનો અધિકાર હોવાથી તે સાધુ કહે વાય છે, (ચર્યા સાધુમા રહેલી છે) માટે સાધુનો અધિકાર કહે છે, દ્રવ્યથી અને ભાવથી દ્વારનો વિચાર કરવો, તે દ્રવ્ય ભાવ ચર્યા નિક્ષેપો છે, તથા ભવ્ય શરીર એટલે મધ્યમ ભેદપણું થી આગમ નોઆગમ જ્ઞશરીર, ભવ્ય શરીર, તદવ્યતિરિક્ત દ્રવ્ય સાધુનુ ઉપલક્ષણ આ છે, (આ સાધુના દ્રવ્ય નિક્ષેપામાં બધો અધિકાર પૂરો આવી ગયો છે,) અને ભાવથી દ્વાર વિચા રતા સયત ગુણને અનુભવનારો ભાવ સાધુ પોતે છે, તેથી આ અધ્યયનમા ભાવ સાધુનુ ઉદ્યાન, આરામ વિગેરેમા નિવાસથી અનિયત ચર્યા જાણવી તે પણ વિશિષ્ટ અભિગ્રહ રૂપ એટલે ઉત્કટ આસન વિગેરેથી રહેવુ, તે જાણવી, (સાધુએ ગુરૂકુળ વાસમા રહી પ્રથમ શ્રુત જ્ઞાન મેળવવુ, બાદ ગુરૂની આજ્ઞાથી

આજ્ઞાથી ઉદ્યાન વિગેરેમા રહેવુ, અને પ્રમાદ ટાળવા અનેક પ્રકારના આસન વડે કાળ વ્યતીત કરવો

હવે સૂત્રના સ્પર્શ વડે નિર્યુક્તિ કહે છે

अणिएअं पइरिक्क अण्णायं सामुआणिअं उछं। अप्पोवही अकलहो विहारचरिआ इसिपसत्था॥૩૯॥

વ્યાખ્યા સૂત્ર માફક જાણવી, અવયવનો અનુક્રમ ગાથા ભંગના ભયથી નથી કર્યો, તથા અર્થથી સૂત્રના ઉપન્યાસ માફક જાણવો વિહાર ચર્યા ઋષિઓની પ્રશસવા યોગ્ય છે, જે કહેલુ તેન વિશેષપણે સમજાવે છે, (તે હવે પછીના સૂત્ર મા આવશે

आइन्नओमाणविवज्जणा अ, ओसन्नदिट्ठाहडभत्तपाणे। संसट्ठकप्पेण चरिज्ज भिक्खु,तज्जायससट्ठ जई जइज्जा ॥६॥

આ કીર્ણ એટલે જ્યા આગળ રાજાનુ કુળ અથવા સખડી ( જમણવારમા ઘણા લોકો એકઠા થએલા હોય, ત્યા જતા સ્વપક્ષ અને પરપક્ષના માણુસો હોય, તેમા અપમાન થાય, અથવા ઉપેક્ષા થાય, તથા ( લાલચુ તરીકે ગણાય )

તેથી ત્યા આગળ સાધુએ જવુ નહી, તે કહે છે, હાથીના પગમા અફળાવવુ, તથા ઘોડાની લાત અથવા હરકફ્ટ વિગેરેથી સાધુના અગને નુકશાન થાય, ( તેથી સાધુના ભયથી ભાગી જતાં બીજા જીવોને પીડારૂપ થાય; ) વળી ગોચરીમા અલાભ ( દાન મળે નહી ) અથવા દોષિત આહાર મલે, પ્રાયે જોયા વિનાનુ ભોજન મલે ( સાધુને અચિત્ત સચિત્તને જોઇને લેવાનુ છે, તે ત્યા જોઇ શકાય નહીં ) એટલે ભાત ઓસામણ દાળ વિગેરે જોઇને લેવા, વળી હાથ વાસણુ ગ્રહસ્થે પોતાના માટે ભોજન લેતા ખરડેલા હોય, તેવા હાથથી લેવુ, (જો સાધુ માટે ખરડે, તો કાચા પાણીએ ધોતા સાધુને દોષ લાગે ) એટલે સસૃષ્ટ તે કાચુ ગોરસ ( દુધ દહી છાશ ) વિગેરેથી વાસણુ કે હાથ ખરડેલા હોય તો સાધુ લેવા યત્ન કરે, આને માટે આઠ ભાગા બતાવેલા છે ખરડેલો હાથ ખરડેલુ વાસણુ અને વાસણુમા સાધુએ દાન લીધા પછી થોડુ પણુ બાકી રહેવુ જોઇએ, આ ભાગો સર્વોત્તમ છે, એટલે સાધુમાટે પહેલા કે પછી વાસણુ કે હાથ ધોવો પડે નહી ( બાકીના સાત ભાગા ગુરૂ પાસેથી સમજી લેવા, ) (સૂત્રમા ઓસન્ન શબ્દ છે તેનો અર્થ પ્રાયે છે સાધુને શુદ્ધ ગોચરી લેવાની હોવાથી બે જણાએ જવુ એક શુદ્ધ વસ્તુમા ધ્યાન રાખે અને બીજો ભિક્ષા ગ્રહણુ કરે, )

अमज्जमंसासि अमच्छरीआ, अभिक्खण निव्विगई

गया अ । अभिक्खणं काउस्सग्गकारी, सज्झाय-
जोगे पयओ हविज्जा ॥७॥

સાધુએ મદ્ય અને માંસ દુર્ગતિના કારણ સમજીને પોતે તેને છોડી દેવા, વાહીની સરા--આરનાલ ( કાજી ) તથા અરિષ્ટ (છાશ) વિગેરે પણ, સંધાન ( મિશ્રથવા )થી ભાત વિગેરે મળેલા છે તેથી તે પ્રાણીના અગ હોવાથી ત્યાજ્ય છે (છાશ ગાતના અંગમાથી થાય છે માટે ભાત સાથે છાશ મળેલી હોય તો તે પણ ખાવી નહી જોઇએ

જૈન. આચાર્યનો ઉત્તર--તમારૂ કહેવુ બરાબર નથી છાસ પ્રવાહી અને પ્રાણીનુ અગ હોવાથી તે મદ્ય માસની તુલના પામતુ નથી લોક શાસ્ત્રથી પણ તેવુ સિદ્ધ થતુ નથી મધાન અને પ્રાણીનુ અગ પણ એ બનેની સરખામણી કરવી તે અયોગ્ય છે, તેમ તે મર્યાદા ઓળગવા જેવુ-છે, જેમકે સ્ત્રી અને માતા એ બને દેખવમા સમાન છે, તેથી એક ભોગવવા જોગ અને બીજી પૂજવા યોગ્ય છે, તે વિવેક નહી થશે. વળી પાણી અને મૂત્ર એ બનેમા પ્રવાહીપણુ સમાન હોવાથી એક પીવા યોગ્ય અને બીજુ ત્યાગવા યોગ્ય નહી થય, તેથી પ્રાણીનુ અંગ દુધ છે તેની અનેલી છાશ તે માસની તુલનામા ન ઘટે, તેમ છાસ પ્રવાહી અને દારૂ ( મદ્ય ) પ્રવાહી તેનુ સમાન પણ ન ઘટે, આ સેહેજ સમજવાને માટે લખ્યુ

છે, તેથી વાદીએ અથવા કુશિષ્યે કદી પણ ખોટો તર્ક બાંધી મધ અને માંસને ઉપયોગમાં લેવા નહી, વળી સાધુ બીજાનો દ્વેષી ન થાય, અને વારવાર એટલે વીના કારણે વિકૃતિ (દુધ દહી ઘી વિગેરે ) ન વાપરે, આ કહેવાથી એમ સૂચવ્યુ કે ખાવા યોગ્ય જે વિકૃતિ છે તે પણ કારણ વીના ન લેવી, વળી કાયોત્સર્ગ ( સ્થિર આસન કરી જાપ ) કરવો, એટલે બહાર ગયો આવ્યો હોય તો વિધિ અનુસાર ઇર્યા વહિનો એક લોગસનો કાઉસગ કરે, બીજા આચાર્ય એમ કહે છે, વિકૃતિના પરિભોગમા પણ કાઉસગ્ગ કરે, શામાટે ? તે કહે છે, ઇર્યા પથ પ્રતિક્રમણ કર્યા વિના બીજુ કઇપણ કરે નહી, કારણકે તેના વીના શુદ્ધિ થતી નથી, તથા ભણવા ગણવામા તથા આંબેલ વિગેરે તપમા પ્રયત્ન કરે, જો તેમ ન કરે, તો ઉન્માદ વિગેરે દોષો થાય

ण पडिन्नविज्जा सयणासणाइं, सिज्जं निसिज्जं तह भत्तपाणं । गामे कुले वा नगरे व देसे, ममत्तभावं न कहिंपि कुज्जा ॥८॥

માસ કલ્પ વિગેરે કરીને વિહાર કરતા ગૃહસ્થ પાસે એવી કબુલાત ન કરાવે, કે મને આ સ્થાન વિગેરે વાપરવા આપશોજ

પ્રશ્ન--કઇ વસ્તુ ?--ઉત્તર--શયન ( સંથારો ) આસન

( પાટલો ) શય્યા ( રહેવાનું મકાન ) નિષદ્યા ( ભણવાની જગ્યા ) અથવા તે કાળને આશ્રયી અનુકુળ ભોજન જેમકે ઉનાળો હોય તો ખાંડ ખાજા અથવા દ્રાક્ષનું પાણી વિગેરેની જો કબુલાત કરાવે તો મમત્વનો દોષ લાગે, વળી આ ગામમાં શ્રાવક કુળમાં અથવા અયોધ્યા જેવા નગરમાં મધ્ય દેશ વિગેરે એટલે ગામ કુળ નગર દેશ વિગેરે સ્થળમાં ક્યાંય પણ મારા પણાનો સ્નેહ મોહ ન કરે, તેમ પોતાના ઉપકરણ વિગેરેમાં પણ મમતા ન રાખે

गिहिणो वेआवडिअं न कुज्जा, अभिवायणवंदण-पूअण वा । असंकिलिट्ठेहिं समं वसिज्जा, मुणी चरित्तस्स जओ न हाणी ॥९॥

ગૃહસ્થની વેઆવચ્ચ ( સેવા ) સાધુ ન કરે કારણકે સાધુ પાસે ગૃહસ્થ સેવા કરાવે તો સાધુનું ચારિત્ર નષ્ટ થાય, અને ગ્રહસ્થને બહુ પાપ લાગે, તેમ સાધુ વચનથી સ્તુતિ પણ ન કરે, તથા કાયાથી નમસ્કાર પણ ન કરે, તેમ વસ્ત્ર વિગેરેથી સત્કાર પણ સાધુ ન કરે, જો તેમ કરે તો ઉપરનાજ દોષો લાગુ પડે છે, આ દોષો દુર કરવાને માટેજ ગ્રહસ્થોની સેવા નહીં કરનારા એવા ઉત્તમ સાધુઓનો સાધુ સંસર્ગ કરે કે જેથી પોતાના મહાવ્રતો વિગેરેનું રક્ષણ થાય તે ગૃહસ્થનો રાખનાર સાધુ સાથે રહેતો તેના સંસારી કૃત્યની અનુમે

( નવમી ગાથાનુ આ પદ ભવિષ્યના વિષય માટે જ છે, જે વખતે પ્રવ્રુચન કાળમા મ કિલષ્ટ સાધુનો અભાવ છે ) ( પ્રવ્રુચન એટલે ઉપદેશ આપે તેવા સમયમા ગ્રહસ્થનો સસર્ગ ન હોય, પણ પાછળથી સસર્ગ ન કરવો તેવો ઉપદેશ છે, જેઓ ગ્રહસ્થનો અતી પરિચય રાખે છે, તેમને પાસ ત્થા પતિત સાધુ કહેવા, માટે તેવા સાધુનો સસર્ગ ન કરવો )

ण या लभेज्जा निउणं सहायं, गुणाहिअं वा गुणओ समं वा । इक्कोऽवि पावाइं विवज्जयंतो, विहरिज्ज कामेसु असज्जमाणो ॥१०॥

કદાચ કાળના દોષથી સયમ અનુષ્ઠાનમા કુસળ અને પરલોક સાધવામા તત્પર એવો બીજો કોઈ સોબતી ન મળે, એટલે સોબતી જ્ઞાનાદિ ગુણમા અધીક હોય, અથવા સમાન પણ હોય, અથવા સહેજ ઓછા ગુણવાલો હોય, પણ તે ઉત્તમ કંચન જેવો હોય, તો તેની સોબત કરવી પણ ત્રણમા એક પણ સોબતી ન મલે, અને જ્યાં ત્યા ગ્રહસ્થના પરિચય કરનાર જોવામા આવે, તો તેમનો સસર્ગ ન કરતા અથવા કટાળી હતાશ ન થતા પોતે એકલો પણ વિચરે, કેવી રીતે? તે કહે છે, પાપના કારણુ, એવા ખરાબ કૃત્યો ને છોડી સૂત્રમા કહેલા ઉત્તમ આચારવડે ને ઉચિત વિહાર વડે વિચરે

અને ઈચ્છા કામ વિગેરે વિષય વાચ્છનાથી સભાળતો વિચરે પણ પાસત્થા વિગેરેની કુસોબતમા ન રહે, જે રહેતો તેની દુષ્ટતા પણ પોતાને લાગે, તેવુ બીજાઓએ પણ કહ્યુ છે

"वरं विहर्तुं सह पन्नगैर्भवेच्छठात्मभिर्वा रिपुभिः सहोषितुम्। अधर्मयुक्तैश्चपलैरपण्डितैर्न पापमित्रैः सह वर्तितु क्षमम् ॥१॥

સાપની સાથે વિચરવુ સારૂ, તથા શઠ ( ક્રોધી ) આત્માવાલા શત્રુઓ સાથે પણ રહેવુ સારૂ, પણ અધર્મ યુક્ત ચપળ એવા મુર્ખ પાપી મિત્રો સાથે રહેવુ, કે તેમની સાથે વર્તવુ, તે ઘણુજ ખરાબ છે

इहैव हन्युर्भुजगा हि रोपिता., घृतासयश्छिद्रमवेक्ष्य चारयः । असत्प्रवृत्तेन जनेन संगत', परत्र चैवेह च हन्यते जन. ॥२॥

કદાચ સાપ કોપાયમાન થાય, તો મૃત્યુ આપે તથા તલવારવાલા શત્રુઓ લાગ જોઈને મારી નાખે, પણ કુમાર્ગે ચાલતા પુરૂષની સાથે સોબત કરતા આલોક પરલોક બનેમા હેરાનુ પડે છે

परलोकाविरूद्धानि, कुर्वाणं दुरतस्त्यजेत् ।
आत्मान योऽभिसधत्ते,सोऽन्यस्मै स्यात्कथं हितं?३।

પરલોકનુ વિરૂદ્ધ કાર્ય કરનારાને દૂરથી છોડવો જોઇએ જે પોતે દુર્ગતિમા જાય, તે બીજાને હીત કરનારો કેવી રીતે થાય ?

ब्रह्महत्या सुरापानं, स्तेय गुर्वङ्गनागम :
महान्ति पातकान्याहुरेभिश्च सह सगमम् ॥४॥

બ્રહ્મહત્યા દારૂપીવો ચોરી કરવી ભણાવનારા ગુરૂની સ્રીનો સ[illegible] કરવો, વિગેરે મહાન પાપો પાપીઓની સોબત કરનારા માણસોને છે, ( એવુ અન્ય શાસ્રો પણ કહે છે. )

संवच्छरं वाऽवि परं पमाणं, वीअ च वासं न
तहि वसिज्जा । सुत्तस्स मग्गेण चरिज्ज भिक्खू ,
सुत्तस्स अत्थो जह आणवेइ ॥११॥

જ્યા ચોમાસુ કર્યુ હોય, અથવા એક માસ કલ્પ કર્યો હોય, ત્યા સાધુએ બીજી સાલ ન રહેવુ, એટલે બે વરસ છોડીને પછી ચોમાસુ કરે એથી વધારે શુ કહે, પણ દરેક રીતે સિદ્ધાંતમા કહેલા માર્ગે સાધુ ચાલે, તેમ પૂર્વ અને પછી

એ બનેમા વિરોધ ન આવે, એવો યુક્તિ એ પ્રમાણ તથા પરમાર્થ સાધનરૂપ ઉત્સર્ગ અપવાદ સહીત જેમ શાસ્ત્રમા કહ્યુ હોય, તે પ્રમાણે પોતે વર્તે એટલે જરૂર પડતા કારણે રહેવુ પડતો દરમાસે શુદ્ધ સ્થાને ગોચરી વિગેરે બહ્મતો રહે તે પ્રમાણે વાહણા પ્રતિક્રમણ ક્રિયામા પણ વિધિસર અનુષ્ટાન કરતો રહે, પણ લોકની ઢેરી (ચીડવાટ)થી ખેદ પામીને મૂકી ન દે, જે મૂકીદે તો આ શાસ્ત્રના થાય આ પ્રમાણે જુદે જુદે સ્થાને વિચરતો આ તેના ગુણોના ઉપાય બતાવે છે

जो पुव्वरत्तावररकाले, सपेहए अप्पगमप्पगेणं। किं मे कड किं च मे किच्चसेस, किं सक्कणिज्जं न समायरामि ॥१२॥

મે શુ કર્યું, અને શુ કરવાનુ છે, તે મધ્ય રાત્રીએ ઉઠીને વિચારવુ, અને ઉમરના પ્રમાણમાં મારે શુ શક્ય છે? "અને તે પ્રમાણે હુ કેટલુ આચરૂ છુ એ બધુ શાસ્ત્ર રીતીએ વિચારવુ" જે તે નહી કરૂ તો ગએલો કાળ ફરીથી આવવાનો નથી

किं मे परो पासइ किंच अप्पा, किं वाऽहं खलिअं न विवज्जयामि।

શ્રમણ કરવુ પડે, પણ સૂત્રમા લખ્યા પ્રમાણે અપ્રમાદ પણે આત્માની રક્ષા કરવામા આવે, તો શરીર અને મનના અનેક પ્રકારના દુ ખોથી મૂકાય છે, જેથી જન્મ મરણ ફરીથી ન થાય, અનેએકાન્ત શ્રેષ્ટ શાન્તિપદ ( મોક્ષ )ની પ્રાપ્તિ થાય છે આ પ્રમાણે સુધર્મા સ્વામી કહે છે વિગેરે પૂર્વ માફક જાણવુ

હવે બાકી રહેલી વકતવ્યતાને કહે છે

छहि मासेहि अहीअं,अज्झयणमिण तु अज्जमणगेण।
छम्मासा परिआओ, अह कालगओ समाहीए३७०

છ માસે આ દશ વૈકાલિક નામનુ અધ્યયન આર્યમનક ( મનક મુનિનામના સાધુ ) એ ભણ્યુ ( આર્ય શબ્દનો અર્થ એ છે કે ત્યાગવા યોગ્ય જે પાપો છે તેનાથી શીઘ્ર દૂર થાય છે તે આર્ય, અને મનક એવુ નામ એ બનેમલી, આર્ય મનક શબ્દ થયો છે તેમનુ આયુષ્ય દીક્ષા લીધા પછી છમાસ હતુ તેટલામા આ સૂત્ર ભણીને આગમમા કહેલી વિધિએ શુભ લેશ્યાના ધ્યાનવડે સ્વર્ગવાસ થયા અહીઆ વૃદ્ધવાદ ( પૂર્વાચાર્યનુ કથન ) આ પ્રમાણે છે કે જેમ મનક સાધુએ દશ વૈકાલિક સૂત્રભણી આરાધના કરી તેમ બીજાઓને પણ તે ભણવાથી આરાધના થાઓ.

आणंदअसुपायं कासी सिज्जभवा तहि थेरा ।

## जसभद्दस्स य पुच्छा कहणा अ विआलणा संघे३७१

જ્યારે તેનુ મરણ થયુ, ત્યારે મનક સાધુના ગુરૂ જે આ સૂત્રના ઉદ્ધારક છે, તે શય્યમ્ભવ સૂરિએ આખમાથી હર્ષના આસુ મૂકયા કે એણે સારી રીતે સૂત્રની આરાધન કરી છે, તે વખતે ગુરૂની આખમા આસુ જોઈને તેમના પ્રધાન શિષ્ય યશોભદ્ર મહારાજે પૂછયુ કે સાધુને રાગ ન હોય, છતા એક શિષ્યના મરણથી આપને આવો સ સાર સ્નેહ કેમ થયો? ગુરૂએ ખુલાસો કર્યો કે આ ગ્રહસ્થ પણાનો મારો પુત્ર છે અને તેણે સારી આરાધના કરી, તેથી મને હર્ષના આસુ આવ્યા છે તેથી બધા શિષ્યો પશ્ચાતાપ કરવા લાગ્યા, કે હે પૂજ્ય ? આપે પ્રથમ હમોને કેમ ન કહ્યુ ? અમો ગુરૂ પુત્રની સેવા કરત

ગુરૂએ કહ્યુ કે તેમા તમારો દોષ નથી, પણ તે શિષ્ય સાધુઓની સેવા કરે, તેથી તેને સૂત્ર ભણવાની સાથે વૈયાવચ્ચનો પણ મહાન લાભ થાય, પણ જો મે કહ્યુ હોત તો તમો તેની પાસે સેવા કરાવત નહી, તો તેને વૈયા વચ્ચનો લાભ મલતે નહી, આ દશ વૈકાલિક સૂત્ર તેના છમાસના અલ્પ આયુષ્ય માટે મે ઉદ્ધર્યું છે, તે વખતે સંઘે જાણ્યુ અને ભવિષ્યમા પડતાકાળમા ઘણા જીવોને આ ટુ કામા મહાન સારવાળુ સૂત્ર લાભકારક થશે, એથી તે કાયમ રહેવાદો॰ એવી સંઘે

